**Society for Prevention of Cruelty to Animals,**

**AHMEDABAD.**

# એક ઘોડાની આત્મકથા



પ્રકાશક

ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી,

( બેરીસ્ટર-એટ-લૉ )

ઓનરરી જનરલ સેક્રેટરી

**Society for Prevention of Cruelty to Animals,**

**AHMEDABAD.**

# એક ઘોડાની આત્મકથા




પ્રકાશક

ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી,

( બેરીસ્ટર-એટ-લૉ )

ઓનરરી જનરલ સેક્રેટરી

બાળકો અને અશિક્ષિતવર્ગના ઘોડા રાખનારાઓના ખાસ ઉપયોગને માટે લખાયેલા આ નાના પુસ્તકને પ્રસ્તાવનાની શી જરૂર ? આશા છે કે ઘોડાએ પોતે કહેલાં પોતાનાં વિતકની વાતો ઉપરથી વાંચનારના હૃદયને ક્ષોભ થશે. પરિણામે તેઓ મુંગાપ્રાણી તરફ દયાદૃષ્ટિ રાખતાં થશે તો આ મંડળ એમણે કરેલી આ સેવા સફળ થઇ સમજશે.

અમદાવાદ,
૧૯૩૧.

ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી,
(બેરીસ્ટર-એટ-લૉ)
ઓનરરી જનરલ-સેક્રેટરી
એસ. પી. સી. એ., અમદાવાદ.

# અનુક્રમણિકા.



J. H. Garrett, Esquire, C.S.I; I.C.S.
PRESIDENT.
1928–1932.

*RESPECTFULLY DEDICATED,*

*with kind permission*

*to*

**J. H. Garrett Esq.**, C. S. I., I. C. S.

*President of*

*The Society for Prevention of Cruelty*

*to Animals, Ahmedabad*

*by the writers.*

# એક ઘોડાની આત્મકથા.

## પ્રકરણ ૧ લું.

### હું નાનો હતો ત્યારે.

મારો જન્મ ક્યારે અને ક્યાં થયો તે તો મને યાદ નથી; પણ હું બહુ નાનો હતો ત્યારે હું ક્યાં રહેતો હતો તેનાં મને આછાં સ્મરણો આવે છે. હું એક ખુલ્લા ખેતરમાં રહેતો હતો. ત્યાં ઘર બાંધેલાં ન હતાં. તેમાં ઘાસની ગંજીઓ ખડકેલી હતી. આ ખેતરની એક બાજુએ સ્વચ્છ જળથી પૂર્ણ એક સરોવર આવેલું હતું. આ સરોવરને કાંઠે ઝાડોની ખુશનુમા ઘટા હતી. સરોવરમાં કમળ ખીલેલાં રહેતાં. અમારા ખેતરની વાડ ઉપરથી નજર નાખતાં અમારા શેઠનો ઝાંપો અમે જોતા. અમારા શેઠનું રહેવાનું ઠેકાણું આ ઝાંપાથી થોડું દૂર હતું.

નાનપણમાં હું ઘાસ ખાઈ શકતો નહતો એટલે મારી માના ધાવણ ઉપર મારો નિર્વાહ કરતો. આખો દિવસ એની સાથે ને સાથે છૂટો દોડતો અને રાત્રે એની સોડમાં લપાઇને સુઈ જતો. દિવસે ગરમી પડે અને તાપ લાગે ત્યારે અમે ઝાડની ઘટાને છાંયે વિસામો લેતા અને ટાઢ પડતી ત્યારે ખાસ બંધાવેલી છાપરીમાં ઉભા રહી ટાઢને નિવારતા.

હું ઘાસ ખાતો થયો કે તરત જ મારી મા દિવસે કામ કરવા જવા લાગી. અને કામ કરી સાંજે પાછી ઘેર આવતી. અમે જે ખેતરમાં રહેતાં હતાં ત્યાં બીજા સાત વછેરા હતા. ઉંમરમાં તો તેઓ બધા મારાથી મોટા હતા અને કેટલાક તો મોટા ઘોડા જેવડા હતા. આ વછેરાની સાથે દોડાદોડી કરવામાં મને ખૂબ મજા

પડતી. અમે આખા ખેતરમાં ગોળ ગોળ જોરથી દોડયા જ કરતા અને થાકીએ ત્યારે નીચે બેસતા. અમારામાંના કેટલાકને બહુ ખરાબ આદત હતી. તેઓને રમતમાં કુદતાં લાતો મારવાની તેમજ બચકાં ભરવાની કુટેવ પડી હતી.

એક દિવસ અમારે અંદર અંદર ખૂબ લાતમલાત થઈ ત્યારે મારી માએ ખુંખારો કરી મને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું "હું કહું તે શાંતિથી સાંભળ. તારી સાથે જે વછેરાઓ રમે છે તે સારા વછેરા છે તો પણ તેઓને તો ગમે તેવા ઉપયોગમાં લેવાના છે; તેથી તેમને સારી રીતે કેળવવામાં આવતા નથી. તેં મને કોઇ દિવસ મશ્કરીમાં પણ કોઇને લાત મારતાં અગર બચકું ભરતાં દીઠી છે ? મારી તો ખાત્રી જ છે કે તું આડે રસ્તે ચઢીશ નહિ પણ એક સારો શાંત ઘોડો નીવડીશ. તારૂં સઘળું કામ ખંતથી કરજે, ડોળદાર રીતે રેવાલમાં ચાલજે અને ગેલ કરતાં પણ કોઈને કદી પણ બચકું ભરીશ નહિ અગર લાત પણ મારીશ નહિ."

ભવિષ્યમાં મહાન પુરૂષો નીવડનારને તેમની માતાઓ તરફથી પુષ્કળ પ્રોત્સાહન અને કેળવણી મળ્યાના દાખલા માનવ ઇતિહાસમાં મોજુદ છે. શિવાજીને જીજીએ ઉછેર્યા હતા. નેપોલીયન તેની માતા પાસેથી ઘણું શીખ્યો હતો તે પ્રમાણે મારી માની સોનેરી શીખામણ હું કદી વિસર્યો નથી. મારી માતા પાકી વયની હતી અને તેની સમજશક્તિ ઘણી તીવ્ર હતી. દુનીઆદારીના અનુભવમાં પણ તે પાવરધી હતી. અને તેથી તેની શિખામણ પ્રમાણે સંપૂર્ણ રીતે ચલાય તેની હું હંમેશાં કાળજી રાખતો.

અમારા શેઠ અમને પૂરતો ખોરાક આપતા અને સ્વચ્છ ઠેકાણે રાખતા હતા. અમારા બધા તરફ તે મમતાભર્યું વર્તન ચલાવતા. અમારી ઉપર ગુસ્સે થઇ બોલતાં અમે તેમને કોઇ દિવસ સાંભળ્યાં જ નથી. પોતાના પ્રિય બાલુડાં અને અમને સમાન ગણતા હતા. આથી અમને સૌને એમની ઉપર અત્યંત વ્હાલ

ઉપજતું. મારી માતા ઉપર તો એમનો કાંઇ ઓર પ્રેમ હતો. મારી મા અમારા શેઠને દરવાજે જૂએ એટલે આનંદભર્યા હૈયે ખૂંખારો કરી તેમની પાસે કુદતી કુદતી જતી. શેઠ પોતાનો સ્નેહાળ હાથ તેની પીઠ ઉપર મૂકતા. અને પૂછતા "બેટા લાડકી,! કાળીઓ તો ખૂશીમાં છે ને?" મારો રંગ શ્યામ હતો એટલે શેઠ મને કાળીઓ કહેતા હતા. આમ પોતાના સ્નેહીની માફક અમારી ખબર પૂછાતી હોવાથી અમને અતિ આનંદ થતો.

અમારા શેઠના પડોશી રામભાઇનો આતીઓ દરરોજ અમારા ખેતરમાં કામ કરવા અને બોર ખાવા આવતો. પોતે જેટલા ખવાય તેટલાં બોર ખાતો અને ઘેર લઈ જવા માટે થોડાં એકઠાં કરી મૂકતો. પોતાનું કામ પરવારી તે ઘોડા સાથે તોફાન કરવાનું શરૂ કરતો. અમે કુદીએ અને પોતાને મઝા પડે એવા હેતુથી તે અમારી ઉપર કાંકરા નાંખતો હતો, એથીયે ન ધરાતો હોય તેમ તે અમારી ઉપર લાકડાનાં કકડા નાંખતો. અમારૂં ધ્યાન હોય તો તો કાંકરા અથવા લાકડાના કકડા ઉપરથી અમે કુદી જતા અને અમને કાંઇ ઇજા થતી નહિ, પણ કોઇક વાર અમારી નજર આડી હોય તો અમને એકાદ પથરો અગર લાકડું વાગી જતું અને અમે નાહકના હેરાન થતા.

એક દિવસ તે હંમેશ મુજબ તોફાન કરતો હતો. અમારા સદ્‌ભાગ્યે જોડેના ખેતરમાં અમારા શેઠ ફરતા હતા. ફરતાં ફરતાં તેમની નજર આતીઆ ઉપર પડી. તે શું કરતો હતો તે તેમણે ધ્યાનપૂર્વક જોયું અને એકદમ આતીઆ પાસે આવી ડાબે હાથે એવી તો જડાવી દીધી કે બિચારો સ્તબ્ધ થઇ ગયો, અને રડવા લાગ્યો. અમારા શેઠને જોયા એટલે અમે તેમની પાસે ખૂશ થતા થતા ગયા. અમારા શેઠ તે છોકરા ઉપર ખૂબ ચીઢાયા હતા અને તેમણે તેને કહ્યું: "મૂર્ખા, તારી અક્કલ ગામ ગઇ છે કે તું આ બિચારા અબોલ પ્રાણીઓને નાહકનો સતાવે છે? તને કોઇ આવું

કરે તો ? આવું તો રોજ કરતો હોઈશ, લે તારા પૈસા. ખબરદાર જો મારા ખેતરમાં ફરી પગ મૂકયો'તો.

અમારા શેઠે તેને આવી રીતે ધમકાવી કાઢી મૂકયા પછી કોઇ દિવસ મેં આતીઆને જોયો નથી. અમને નાહકનો ત્રાસ આપનાર નાદાન બાળકના હાથમાંથી છુટયા તેથી અમે સૌએ અમારા શેઠનો ઉપકાર માન્યો.

આ બધું કહેવામાં એક અગત્યની વાત હું વિસરી ગયો છું. અમારી સંભાળ રાખનાર દામાજી દયાની મૂર્તિ જેવો હતો. અમારા શેઠ જેટલા જ પ્રેમથી તે અમારી સાથે વર્તતો અને અમારા શેઠને જોઈ જેટલો આનંદ અમને થતો તેટલો જ આનંદ અમને તેને જોઇને પણ થતો.

---

## પ્રકરણ ૨ જું.

---

### એક કમનસીબ બનાવ.

મારી બાલ્યાવસ્થાના કેટલાય પ્રસંગો અને બનાવો હું કાલક્રમે વિસરી ગયો છું પણ હું જ્યારે બે વર્ષનો હતો તે વખતે જે બનાવ બન્યો હતો તે મારી આંખ આગળ હંમેશા તરે છે. હું ધારૂં છું કે આ સમયે વસંતઋતુ હતી. ખેતરના નીચાણના ભાગમાં હું અને બીજા વછેરા ચરતા હતા, તેવામાં એકાએક દૂરથી કુતરાના ભસવાનો અવાજ આવતો અમને લાગ્યો. અમારામાંના સૌથી મોટા વછેરાએ કાન ઉંચા કર્યા અને એકદમ ઉચું જોયું. પછી બોલ્યો: "આ તો શિકારી કુતરાનો અવાજ હોય એમ લાગે છે. અમે બધા ખેતરના ઉચાણવાળા ભાગમાં જતા રહ્યા અને પાસેના ખેતરોમાં દૂર નજર નાંખી. મારી મા અને શેઠનો સ્વારી કરવાનો એક ઘોડો ત્યાં ઉભાં હતાં. તેઓ તો આ બધું સમજતાં હોય એમ મને

લાગ્યું. મારી માએ કહ્યું: "કુતરાઓને સસલું હાથ લાગ્યું છે. તેઓ જો આ તરફ આવશે તો આપણાથી શિકાર દેખાશે."

મારી મા આમ બોલતી હતી તેવામાં તો પૂરપાટ દોડતા કુતરાઓ આવી પહોંચ્યા. અમારી જોડેના ખેતરમાં તેઓ કાંઇ વિચિત્ર અવાજ કરતા હતા. તેઓ ભસતા નહતા કે ઘુરકતા નહતા પણ ઉંચે સાદે તેઓ ઊ, ઊ, ઊ, ઊ, કરતા હતા. આ કુતરાઓની પાછળ જ કેટલાક માણસો દોડતે ઘોડે આવ્યા. એમના અંગ ઉપરનો પોષાક લીલા રંગનો હતો. આ ઘોડાને પૂરપાટ દોડતા જોઇ મોટા ઘોડાઓ ઉંચાનીચા થયા અને મારા જેવા નાના વછેરાઓને તેમની પાછળ કુદતા જવાનું મન થયું. પણ અફસોસ! જોતજોતામાં તો તેઓ દૂર નીકળી ગયા. દૂર જઇ તેઓ એકદમ થોભી ગયા હોય એમ મને લાગ્યું. કુતરાઓ પણ અવાજ કરતા અટકી ગયા, અને જમીન સુંઘતા સુંઘતા આમતેમ દોડવા લાગ્યા.

એક મોટો ઘોડો બોલ્યો: "કુતરાને સસલાની ગંધ આવતી નથી, તેથી કદાચ તે બચી જશે."

"કયું સસલું?" મેં આતુરતાથી પૂછ્યું.

"કયું સસલું તે તો મને ખબર નથી. કદાચ પાસેની વાડીમાંનું એકાદ સસલું હોય, અને કુતરા તો ગમે તે સસલું હશે તેની પાછળ પડશે. તેઓ જ્યાં જશે ત્યાં પેલા માણસો પણ જશે." આમ વાત થતી હતી તેવામાં કુતરાઓ "ઊ, ઊ, ઊ, ઊ, નો અવાજ શરૂ કરી જોરથી દોડતા અમારા ખેતરની વાડ પાસેના ઝરા નજીક આવ્યા.

મારી માએ કહ્યું:"હવે સસલું દેખાશે." એટલામાં તો ભયથી આકુળ વ્યાકુળ બનેલું સસલું ખેતરમાંથી નીકળી પોતાનો પ્રાણ બચાવવા વાડી તરફ ગયું. તરતજ કુતરા દોડયા, ઝરો કુદીને સસલાની પાછળ પડ્યા. શિકારીઓ પણ તેમની પાછળ જ હતા. સાત આઠ શિકારીઓ સાવચેતીથી ઝરો કુદાવી કુતરા પાસે આવી

પહોંચ્યા. સસલાંએ વાડમાં પેસી જવાનો પ્રયત્ન કર્યો પણ તે નિરર્થક ગયો. પછી પાછા ફરી રસ્તા ઉપરથી નાસી જવાનો વિચાર કર્યો પણ તે હવે નકામો હતો કેમકે કુતરા ભયાનક ચીસો પાડતા તેની લગોલગ આવી પહોંચ્યા હતા. થોડી વારમાં મેં એક કારમી ચીસ સાંભળી અને મને લાગ્યું કે સસલું મરી ગયું. એક શિકારીએ પોતાનો ઘોડો જોરથી દોડાવ્યો અને ચાબુકો મારી કુતરાઓને દૂર કાઢયા. આ શિકારી મોડો પહોંચ્યો હોત તો કુતરાઓ સસલના શરીરને ફાડી નાંખત. શિકારીએ સસલાને પગેથી ઝાલી ઉંચું કર્યું. આ વખતે તેના શરીરમાંથી લોહીની ધાર પડતી હતી. આ કમકમાટી ઉપજાવે તેવું દૃશ્ય જોઇ પાસે ઉભેલા બીજા માણસો ખૂશ થતા હતા!

એક બાજુએ આમ નિર્દોષ સસલાની જીંદગીનો ક્રુર રીતે અંત આણવામાં આવ્યો તેવામાં મારી આંખ ઝરા ઉપર પડી. તે જોઇ હું તો હેબતાઇ જ ગયો. એક ઘોડો ઝરામાં તરફડીઆં મારતો હતો અને બીજો ઘાસ ઉપર રૂવાંટાં ઉભાં થાય તેવી કારમી ચીસો પાડતો હતો. એક આદમી કાદવવાળે શરીરે ઝરામાંથી બહાર નીકળતો હતો અને બીજો તો જમીન ઉપર હાલ્યાચાલ્યા વિના પડી રહ્યો હતો.

મારી મા બોલી ઉઠીઃ "એની ગરદન ભાંગી ગઈ છે." બીજા ઘોડાએ મશ્કરીમાં કહ્યુંઃ "એની બરાબર સંભાળ લેજો." મને પણ તેમજ લાગ્યું. પણ મારી મા તો ઉદાસ થઇ ગઇ હતી. તે દીન સ્વરે બોલીઃ" આપણાથી આમ ન બોલાય. મારી આખી જીંદગી પૂરી થવા આવી તો પણ હું સમજી શકતી નથી કે આવી જીવલેણ રમતો માણસો કેમ છોડતા નહિ હોય. એ રમતમાં તેઓ પાક બગાડે છે, ઘોડાઓને નકામા કરી મૂકે છે, અને પોતાના હાથપગ ભાંગે છે અગર કમનસીબે જીવ પણ ગુમાવે છે. અને આ બધું શાને અર્થે ફક્ત એક સસલું, શિઆળ અગર સાબર મેળવવા

માટે કરે છે! તેઓ આ પ્રાણીઓને વધારે સારી રીતે અને સહેલાઇથી પકડી શકે છે. પણ આપણે તો પશુઓ એટલે માણસનાં મન ના પારખી શકીએ."

મારી મા આમ બોલતી હતી ત્યારે અમે ઉભા ઉભા જોયા કરતા હતા. હાલ્યાચાલ્યા વિનાનો જે જુવાન માણસ ઘાસ ઉપર પડયો હતો ત્યાં ઘણા ઘોડેસ્વારો દોડી આવ્યા હતા. મારા શેઠ પણ ત્યાં જ હતા. તેમણે આ બધું જોયું હતું. સૌથી પહેલા મારા શેઠે તે જુવાન માણસને સંભાળપૂર્વક ઉંચો કર્યો. એનું માથું અને હાથ લૂલા લચ થઇ ગયા હતા. ત્યાં હાજર હતા તે સર્વના મુખ ઉપર ગમગીની છવાઇ હતી. સઘળું શાંત લાગતું હતું. કુતરાઓ જાણે સઘળું સમજતા હોય તેમ શાંત ઉભા રહ્યા હતા. તે જુવાન માણસને મારા શેઠને બંગલે લઇ ગયા. આ જુવાન ભાયાત ભુપસિંહનો એકનો એક છોકરો હતો. તેનું નામ રત્નસિંહ હતું. તેનું શરીર સુંદર અને ઘાટીલું હતું. તેણે નાની ઉંમરમાં નામ કાઢયું હતું અને મારા સાંભળવા પ્રમાણે તેને લોકો 'કુળદીપક' કહેતા.

થોડી વારમાં ઘોડા ઉપર બેઠેલા માણસો ચારે દિશાએ દોડાદોડ કરી રહ્યા. એક ગયો દાક્તરને તેડવા અને બીજો ગયો જનાવરને દવાખાને ત્યાંના દાક્તરને તેડવા. ભુપસીંહને પોતાના પુત્રની ખબર આપવા એક મુદ્દામ આદમી મોકલવામાં આવ્યો હતો. ઘોડાના દાક્તર રૂસ્તમજી સૌથી પહેલા આવી પહોંચ્યા. ઘાસ ઉપર પડેલા કારમી ચીસો પાડતા ઘોડાને તેમણે બરાબર તપાસ્યો. એમને લાગ્યું કે કોઈ પણ ઉપાયે આ પ્રાણી બચી શકે તેમ નથી. તેથી પીડામાંથી મુક્ત કરવા માટે એમણે એમ સૂચવ્યું કે સારો માર્ગ તો એ છે કે આ ઘોડાને ગોળી મારી મારી નાંખવો. મને ક મને બધા કબુલ થયા અને મારા શેઠના બંગલેથી બંદુક મંગાવી એક ગોળીએ ઘોડાને વિંધી નાંખી પીડામાંથી મુક્ત કર્યો.

થોડા દિવસ પછી અમે સ્મશાન તરફ એક મડદું લઈ જતાં

જોયું. તેની આસપાસ લોકો નિરાશાભર્યા ચાલતા હતા. આ મરણથી જાણે ત્રાસ ફેલાયો હોય તેમ લાગતું હતું. થોડી તપાસ પછી મને માલમ પડયું કે તે શબ તો પેલા કમનસીબ રત્નસિંહનું હતું.

એક સસલાનો શિકાર કરવા ખાતર એક ઘોડા અને એક જુવાન માણસની મોંઘી જીંદગીનો ભોગ તો મનુષ્યો જ આપે! મારાથી તો આ કદીય વિસરાતું નથી.

---

## પ્રકરણ ૩ જું.

---

### કેળવણી.

હું ચાર વર્ષનો થયો ત્યારે ભુપસિંહ મને જોવા માટે આવ્યા હતા. મારી આંખો, મોંઢું, અને પગ એમણે ચિકિત્સાપૂર્વક નિહાળ્યા પછી મને ચલાવ્યો અને કુદાવ્યો. એમની પરીક્ષામાં હું સફળ નિવડ્યો. એમણે કહ્યું: "બરોબર પલોટાય તો બહુ સારો ઘોડો થાય તેવો છે."

જેમ નાનાં બાળકની કેળવણી ઉપર માબાપની પૂરતી કાળજી હોય તો તે સારા સંસ્કાર પામી શકે છે અને ભવિષ્યમાં સારા નિવડી શકે છે. તેમ પ્રાણીઓને પણ બચપણથી જ પુરતી સંભાળ સાથે અંગત દેખરેખ નીચે ઉછેરવામાં અને પલોટવામાં આવે તો તેઓ ઉમદા પ્રાણીઓ નીવડે છે. આ જ કારણથી મારા શેઠે મને પલોટવાનું પોતાને માથે લીધું, અને ભુપસિંહને કહ્યું કે "આને તો હું જાતે જ પલોટીશ. બીજા કોઇના હાથમાં સોંપું તો તેને કાંઈ ઇજા કરે અથવા તો તેને નાહકનો બીકણ બનાવી દે." આવું કહ્યા પછી બીલકુલ વખત વિતાડયા વિના તેમણે મને પલોટવાનું અર્થાત્ જનસમાજને ઉપયોગી પ્રાણી નીવડતાં શીખવવાનું કાર્ય આરંભ્યું.

મનુષ્યને સંસારયાત્રામાં કેળવણીરૂપી ભાથું જેટલું અગત્યનું તેટલું બલ્કે, તેથી વધારે અગત્યનું તો પ્રાણીઓને પોતાનું પ્રારંભિક શિક્ષણ છે. વિદ્યા વિનાનો મનુષ્ય ભુખે મરતો નથી. ઉપરાંત પોતાને પડતાં દુઃખોનું તે યેન કેન પ્રકારેણ સાંત્વન પામી શકે છે. પણ અમે જો બચપણમાં યોગ્ય કેળવણી ન પામ્યાં હોઇએ તો વાણીને અભાવે અમારી ઉપર પડતાં અનેક દુઃખોનું નિવારણ કરી શકતા નથી. એટલું જ નહિ પણ કોઈ નિર્દય જનોને હાથે અમારૂં હતભાગી જીવન ધૂળધાણી થાય છે.

સઘળાંએ ઘોડાને પલોટવું એ શું છે એ જાણવું જરૂરનું છે માટે તે હું વિસ્તારથી કહીશ. ઘોડાએ જીન માંડતાં અને લગામ રાખતાં તથા આબાલવૃદ્ધ હરકોઇને શાંતિથી તેઓની ઇચ્છા થાય ત્યાં લઈ જવાનું શીખવું તેને પલોટવું કહે છે. ઉપરાંત પોતાના શરીર ઉપરનો બધો સામાન પહેરાવવામાં આવે ત્યાં લગી શાંત ઉભા રહેતાં પણ શીખવું જોઇએ. ઘોડાએ હાંકનારની ઇચ્છાનુસાર જલદી અગર ધીમેથી ચાલતાં જાણવું જોઇએ. પોતે કાંઈ નવું જૂએ તો ઘોડાથી ભડકાય નહિ, બીજા ઘોડા સાથે વાત થાય નહિ, કુદાય નહિ, બચકું ભરાય નહિ, ટુંકામાં પોતાનું ધાર્યું કશું થાય જ નહિ. પોતે થાકીને લોથ થઈ ગયો હોય અગર ભૂખ્યો થયો હોય તો પણ તેને શેઠની ઇચ્છા અનુસરવી જ પડે છે. સૌથી અઘરી વાત તો એ છે કે એક વાર એના શરીર ઉપર સામાન મૂકાય કે પછી આનંદ આવવાથી તે નાચી શકે નહિ અગર થાકી ગયો હોય તો આડો પણ પડી શકે નહિ!

અત્યાર સુધી હું ખેતરોમાં ફરતો હતો. મારા ઉપર પટા અને શીરદામનીનો જ ઉપયોગ થતો હતો, પણ હવે મારા મોંમાં ચોકડું નાખવાનું હતું. બાળકોને રમતમાં જેટલું શીખવાય છે તેટલું બીક અગર ધાકથી શીખવાતું નથી, એવું તમે જાણો છો તેવી જ રીતે પ્રાણીઓ ઉપર અકુદરતી સાધનોનો ઉપયોગ કરવામાં આવે ત્યારે

તેમની પ્રત્યે પ્રેમભર્યું વર્તન ચલાવવામાં આવે તો તેમનું અર્ધું દરદ ઓછું થાય. મારા શેઠ આ સારી રીતે સમજતા હતા તેથી મારા મોંમાં ચોકડું બેસાડતી વખતે તેમણે કોઈ પણ જાતનું બળ વાપર્યું ન હતું. દરરોજની માફક મને ચણા ખવડાવવા માંડયા પછી ધીમેથી કહ્યું "બચ્ચા મોં ઉઘાડ" આમ કહી મારા શરીર ઉપર પ્રેમાળ હાથ ફેરવતાં ફેરવતાં ચોકડું મારા મોંમાં મૂકી દીધું, તેની સાથે લગામ પણ સાંધી દીધી, પણ મને આથી અત્યંત દુઃખ થયું. માણસની આંગળી જેવડું જાડું પોલાદનું નક્કર ચોકડું જીભ ઉપર જડબાં વચ્ચે નાંખવામાં આવે, તેનાં બંન્ને છેડા મોંના ખૂણાના ભાગ ઉપરથી બ્હાર નીકળે તે કેટલું ત્રાસદાયક છે! ઉપરાંત આ ચોકડાને સજ્જડ રાખવા માટે માથા ઉપરથી ગળા નીચેથી નાકની આસપાસથી અને હડપચી નીચેથી પસાર થાય એવો ચામડાનો પટ્ટો રાખવામાં આવે છે, આથી આ પોલાદી ચોકડું એવું તો સજ્જડ બેસે છે કે તમારાથી કોટી ઉપાયે તે કાઢી શકાય નહિ.

મને તો આ ખૂબ ત્રાસદાયક અને અનિષ્ટ લાગ્યું. પણ મારી મા હંમેશાં તે રાખતી હતી. મોટી ઉંમરના દરેક ઘોડા તે રાખતા હતા. ચોકડું બેસાડતી વખતે મને જે વેદના થઈ હતી તે બધી મારા પ્રેમાળ શેઠનાં મીઠાં વચનોથી અર્ધી થઇ ગઇ અને ધીમે ધીમે મને ચોકઠાનો મ્હાવરો પડતો ગયો તેથી હું તે વેદના વિસારવા લાગ્યો.

પછી આવી જીન માંડવાની વાત. એમાં તો કાંઇ ખાસ દુઃખ થયું નહિ. મારી પીઠ ઉપર મારા શેઠે તે કાળજીપૂર્વક મૂકયું. દામાજીએ મારૂં માથું ઝાલી રાખ્યું. પછી મારી સાથે વાત કરતાં કરતાં અને પીઠ થાબડતાં થાબડતાં તંગ સખત કરી દીધા. આમ કર્યા પછી મને થોડા ચણા આપ્યા અને આમતેમ ફેરવ્યો. આમ તેમણે થોડાક દિવસ કર્યું. મને આ એટલું બધું ગમ્યું કે

દરરોજ અમુક વખત થાય એટલે જીન અને ચણા મને યાદ આવવા લાગ્યાં. થોડાક દિવસ પછી મારા શેઠે મારી ઉપર સ્વારી કરી અને ખેતરમાં ફરવા માંડયું. આમાં મને કાંઈ વિચિત્રતા તો લાગી પણ મારા શેઠને મારી પીઠ ઉપર લઇ ફરવામાં મારા ગર્વનો પાર રહ્યો નહિ. મારા શેઠ હંમેશા નિયમિત મારી ઉપર બેસી ફરતા એટલે આ બધાથી હું ટેવાઇ ગયો.

નાળ જડવાનું કાર્ય મને કંટાળા ભર્યું લાગ્યું હતું. તેમાં થોડી વેદના તો થતી જ. રખેને મને ઇજા થાય અગર હું બીહુ એ માટે નાળબંધને ત્યાં મારા શેઠ જાતે આવ્યા હતા. નાળબંધે મારા પગની ખરી થોડી થોડી ઘસી નાંખી, આમાં મને કાંઇ દુઃખ થતું નહિ એટલે હું શાંત ઊભો રહ્યો હતો. પછી મારી ખરીના માપનો એક લોઢાનો કકડો લઇ ખીલા મારી તેણે સજ્જડ ઠોકી દીધો. શરૂઆતમાં તો મને મારા પગ ભારે ભારે લાગવા માંડયા પણ દિવસે દિવસે મને તેનો મ્હાવરો પડતો ગયો.

જીન અને પોલાદી ચોકડાં ઉપરાંત હજી બીજો સામાન લાદવાનો બાકી હતો. ગળા ઉપર હાંસડી નાંખવામાં આવ્યા પછી મારી આંખ ઉપર અંધારી મૂકવામાં આવી. આ અંધારી તો કેવળ અંધારી જ હતી. આ મને પહેરાવવામાં આવી તેથી હું મારી એકે બાજુ જોઇ શકતો નહતો. મારાથી તો ફક્ત સામે જ જોઈ શકાતું હતું, પછી મારા પૂંછડા ઉપર કડક પટ્ટો નાખવામાં આવ્યો. આ પટ્ટા ઉપર તો મને પેલા પોલાદી ચોકડા જેટલો જ અભાવ થયો. મારી પૂંછડી તેનાથી વાળી નાંખવામાં આવી. હું લાત ન મારૂં તે હેતુથી આ નાંખવામાં આવી હશે. મારા શેઠ જેવા માયાળુ માણસને હું કદીય લાત મારૂં જ નહિ છતાંય મને આવો સામાન પહેરાવવામાં આવ્યો હતો. દિવસે દિવસે મારી ઇચ્છા અગર અનિચ્છાએ લદાયેલા સર્વ સામાનથી હું ટેવાઇ ગયો અને મારી માની માફક કામ કરવા લાગ્યો.

મારા શિક્ષણના વર્ણનમાં એક અતિ ઉપયોગી વાત કહેવી મારે ભૂલી જવી જોઈએ નહિ. મારા શેઠે એક પખવાડીઆ માટે મને એક ખેડૂતને ત્યાં મોકલ્યો હતો. આ માણસનું ખેતર રેલ્વેલાઇન પાસે આવેલું હતું. આ માણસ પાસે ઘેટાં અને ગાયો હતી તેમની સાથે મને છૂટો ફરતો મૂક્યો.

મારી પાસેથી જે પહેલી ટ્રેન પસાર થઇ હતી તે હું કદીય વિસરીશ નહિ. હું ખેતરમાં શાંતિથી ચરતો હતો, તેવામાં મને કાંઇક વિચિત્ર અવાજ સંભળાયો. તે કઈ દિશાએથી આવે છે તેનો હું નિર્ણય કરી શકું તે પહેલાં તો ધમધમ કરતું અને ધુમાડાના ગોટે-ગોટ કાઢતું કાંઇ કાળું કાળું હું શ્વાસ નીચો મૂકું તેટલામાં તો પસાર થઇ ગયું. બીકનો માર્યો હું ખેતરના એક છેડાથી બીજા છેડા સુધી દોડી ગયો. આખા દિવસમાં તો આવી ઘણીય ગાડી આ સ્થળેથી પસાર થઇ તે બધી પાસેના સ્ટેશને ઉભી રહેતી અને પાછી ઉપડતી, તે વખતે ભય ઉપજાવે તેવો અવાજ કરતી. મને તો આથી ખૂબ બીક લાગતી પણ ગાયો તો શાંત ચિત્તે ચર્યા કરતી હતી અને પેલી કાળી વસ્તુ ધમધમ કરતી આવતી અને જતી તો પણ તેની કાંઇ પણ દરકાર કરતી નહિ.

થોડાક દિવસ તો મારો જીવ અદ્ધર રહેતો. હું નિરાંતે ચરી શકતો નહિ. ધીમે ધીમે મને લાગવા માંડયું કે આ બીયામણું જાનવર કોઇ દિવસ અમારા ખેતરમાં આવતું જ નહતું. મને ખાઇ જશે અગર ઇજા કરશે એવી દહેશત જતી રહી એટલે મેં એની અવગણના કરવા માંડી. કોઇ દિવસ હું એમ પણ સાંભળતો કે ઘણા માણસોને પણ એન્જીનની બીક લાગતી હતી. તેની સીસોટીના અવાજ થતાં તેઓ કાનમાં આંગળીઓ ઘાલતાં. માણસો સમજુ થઇ આમ કરે તો મારા જેવાનું શું ગજું!

મેં ઘણા ઘોડાને એંજીનના અવાજથી ભડકતા અને ચારે પગે કુદતા જોયા છે. હું આ દશાથી બચ્યો તેથી મારા શેઠનો મારે કાયમ આભાર માનવો રહ્યો.

મારા શેઠ મને મારી માની સાથે બગીમાં જોડતા. મારી મા બરાબર ચાલતી હતી અને અજાણ્યા ઘોડા કરતાં તે મને બધું સારી રીતે શીખવતી હતી. તે હંમેશાં કહેતી "બેટા, તારૂં વર્તન જેટલું સારૂં તેટલીજ સારી રીતે તને ખોરાક મળશે. તારા શેઠને હંમેશાં ખૂશ રાખજે. દુનીઆમાં આપણા શેઠ જેવા ઘણા માયાળુ માણસો હોય છે કે જેની સેવા આપણે હોંશે હોંશે કરીએ. પણ બધાં માણસો કાંઇ સરખાં હોતાં નથી. કેટલાક તો અતિ નિષ્ઠુર અને પાષણ હૃદયના હોય છે. આવા લોકોએ તો ઘોડો કે કુતરો પાળવો જ નહિ. વળી કેટલાક તો એટલા અજ્ઞાન, મૂર્ખ અને અભિમાની હોય છે કે તેઓ કાંઇ વિચાર કરતા જ નથી, અને જાણે અજાણ્યે ઘણા ઘોડાની જીંદગી ધૂળધાણી કરી નાંખે છે. તું સારે ઘેર જઇશ એમ હું માનું છું તો ખરી, પછી રામ જાણે. તારો શેઠ કોણ થશે, કે તને કોણ હાંકશે તે તો પ્રભુ જાણે. તું જ્યાં જાય ત્યાં શુભ નિષ્ઠાથી કામ કરજે અને તારૂં નામ વગોવાય તેવું કાંઇ કરીશ નહિ."

## પ્રકરણ ૪ થું.

### ભુપસિંહને ઘેર.

ભુપસિંહ જાગીરદાર હતા એટલું જ નહિ પણ એમને પ્રાણીઓનો ખૂબ શોખ હતો. તેઓને જો એક સારા સોદાગરની ઉપમા આપીએ તો કાંઇ ખોટું કહેવાય નહિ. એમને ત્યાં ઘણા ઘોડા હતા અને ગાડીઓ હતી. આ બધાને રાખવા માટે એક મોટી ઘોડાર તેમણે બંધાવી હતી. મને જે તબેલામાં વારંવાર લઈ જવામાં આવતો તે સ્વચ્છ અને સુઘડ હતો. આ તબેલો બંધીઆર ન હતો પણ છુટી છાપરી જેવો હતો એટલે મને ત્યાં બાંધી

રાખવામાં આવતો નહિ. તે છાપરીની અંદર હું છૂટથી ફરી શકતો હતો.

મને આ છાપરીમાં મૂકી ઘોડાવાળો મારી પીઠ થાબડી અને મને ચણા ખવડાવી જતો રહ્યો. પછી મેં આમતેમ નજર ફેરવી. મારી પાસેના જ તબેલામાં એક પોષાતા શરીરનું સુંદર કેશવાળી-વાળું નાનું ટટ્ટું ઉભું હતું. મેં જરા માથું ઉંચું કર્યું અને પૂછ્યું "આપનું નામ? આપ શું કરો છો?"

પોતાના માથા ઉપર પટો હોવાથી તેણે પોતાનાથી બને તેટલું માથું ઉંચું કર્યું અને કહ્યું: "મારૂં નામ મુરાદ. આપણા શેઠની દીકરીઓ અને આપણાં શેઠાણી મારો ઉપયોગ કરે છે. તેઓ અને આપણા તબેલાવાળો જસવંત મારી સાથે બહુ હેતથી વર્તે છે. તમે મારી સાથે રહેવાના છો?"

"હા" મેં કહ્યું.

"માફ કરજો પણ કહેવું પડે છે કે તમને બચકાં ભરવાની ટેવ તો નથી ને. બચકાં ભરનાર ઘોડો મારી સાથે ન રહે એમ હું ઈચ્છું છું." તેણે ઠાવકું મોં રાખી મને કહ્યું.

અમે આમ વાતચીત કરતા હતા એટલામાં એક પાસેના તબેલામાંથી ઘોડી બોલી ઉઠી.

"હા, હવે મને ખબર પડી કે તમે આવ્યા અને મને મારા ઘરમાંથી કાઢી. મારા જેવી બુઢ્ઢીને તેના ઘરમાંથી કાઢી મૂકવી તે તમારા જેવા જુવાનને શોભે ખરૂં?"

"માફ કરજો. મેં કોઇને કાઢી મૂક્યાં નથી. મને તો એક આદમી આવી અહીં મૂકી ગયો. મારો એમાં કાંઇ વાંક નથી. હું તો અજાણ્યા ઘોડાના સહવાસમાં આજે પહેલી વાર જ આવું છું. આપણે બધા સુખેથી ભેગા રહીએ તો કેવું સારૂં." મેં કહ્યું.

તે બોલી "ઠીક, જોઈશું."

બપોરે તે બ્હાર ગઇ એટલે માણકીની સઘળી વાત મુરાદે

મને કરી અને તેમાં જણાવ્યું કે માણકીને બચકાં ભરવાની અને લાતો મારવાની બહુ ખરાબ ટેવ હતી.

મેં આતુરતાથી પૂછ્યું "એને એ ટેવ શાથી પડી હશે? એમાં એને રસ પડતો હશે?"

મુરાદે કહ્યું "ના, ના, બચકા ભરવામાં તો વળી મઝા શાની? એ તો કુટેવ કહેવાય. માણકી મને હંમેશા કહે છે કે મારી સાથે બધાં જો ઘાતકી વર્તન ચલાવતાં હોય તો શા માટે મારે તેમને ન કરડવું. એના કહેવામાં થોડું સત્ય છે ખરૂં. કરડવાની ટેવ તો ખોટી પણ જો બધાં ઘાતકી રીતે વર્તે તો આપણાથી બીજું શું થાય?"

"આપણા શેઠને ઘેર તે આવી તે પહેલાં એના ઉપર અસહ્ય જુલમ ગુજારવામાં આવ્યો હશે. અહીં તો જોરાવર અને જસવંત બધા ઘોડા પ્રત્યે પ્રેમથી વર્તે છે. આપણા શેઠ પણ ઘોડો સીધો ચાલતો હોય તો ચાબુક પણ વાપરતા નથી. માણકીની જૂની કુટેવને લીધે જ તેને તમે રહો છો તે તબેલામાંથી ખસેડી છે."

અમારા ગાડીવાળાનું નામ જોરાવરસિંહ હતું. બીજે દિવસે સવારમાં એને બરાબર ખરેડો કર્યો અને મને પાછો તબેલામાં મૂકવા જતો હતો એટલામાં મારા શેઠ આવ્યા. અને બોલ્યા: "જોરાવર નવા ઘોડાને આજે બ્હાર લઇ જવાનો મારો વિચાર હતો. પણ આજે મારે કામ છે. માટે જરા ગામમાં આમતેમ ફેરવી આવજે એટલે ધીમે ધીમે રસ્તાનો માહીતગાર થશે."

"ઠીક, સાહેબ" કહી મને સ્હેજ પણ અગવડ ન પડે અને હું છુટથી ચાલી શકું તેવી રીતે બધો સામાન તેણે સંભાળપૂર્વક મારા શરીર ઉપર ગોઠવી દીધો. પહેલાં મને ધીમેથી ચલાવવા માંડ્યો, અને થોડો વખત થયો એટલે મને સ્હેજ ચાબુક અડકાડી એટલે મેં દોડવા માંડ્યું. ગામમાં થોડી વાર ફરી આવ્યા પછી અમે પાછા આવતા હતા ત્યાં રસ્તામાં અમારા શેઠ અને શેઠાણી મળ્યા. જોરાવરે મને ઊભો રાખ્યો.

"કેમ કેવો છે?" શેઠે પૂછયું.

"બહુ સરસ છે." જોરાવરે મારી ડોક થાબડતાં કહ્યું.

"ઠીક" હું કાલે જોઇશ. શેઠ બોલ્યા અને ચાલવા માંડયું.

બીજે દિવસે મને શેઠ પાસે લાવવામાં આવ્યો. મારી માનાં વચનો અને મારા જૂના શેઠની શિખામણ મને એકદમ યાદ આવી. મારા નવા શેઠની ઇચ્છા પ્રમાણે હું બરાબર ફર્યો. શેઠને ઘોડે બેસતાં બરાબર આવડતું હતું. પ્રાણીઓની એમને પરીક્ષા છે અને તેમને માટે તેઓ લાગણી ધરાવે છે એવું મને તરત લાગ્યું. અમે ફરીને ઘેર આવ્યા ત્યારે શેઠાણી ઘરની બહાર ઉભાં હતાં.

"કેમ કેવો છે? તેમણે પૂછયું.

"જોરાવર કહેતો હતો તે તદ્દન ખરૂં છે." શેઠે જવાબ આપ્યો: "એના ઉપર બેસીને ફરવું એમાં તો મને કાંઇ ઓર મઝા આવી. આપણે એનું નામ શું પાડીશું?" બે ચાર નામો વિષે આનાકાની કરી તેઓએ મારૂં નામ "કોહીનુર" પાડવાનું નક્કી કર્યું.

જોરાવર મારા પર બહુ માયા રાખતો. મારી કેશવાળી અને પૂછડી તે કોઇ યુવતીના વાળ જેટલાં સુંદર કરતો. એ મારી સાથે ખૂબ વાતો કરતો. એ બોલતો તે બધું હું સમજતો નહિ પણ તેના કહેવાનો ભાવાર્થ હું સમજી જતો. મારૂં શરીર તે સાફ કરતો ત્યારે તે અત્યંત સાવચેતી રાખતો. મારા શરીરમાં મને કયાં ગલીપચી થતી તે તે જાણતો. મારી આંખોની તે પોતાની આંખો જેટલી જ સંભાળ લેતો. જશવંત પણ મારી પ્રત્યે માયાળુ વર્તન રાખતો હતો.

મારા શેઠને ત્યાં મને માણકી સાથે અગર મુરાદ સાથે ગાડીમાં જોડતા. અમારા સિવાય અમારા શેઠ પાસે બીજા બે ઘોડા હતા. તેમાંનો એક જરા ઘરડો થયો હતો એટલે અમારા શેઠ તેની પાસે બહુ ઓછું અને સ્હેલું કામ કરાવતા. બીજા લોકોની માફક પ્રાણીનો જીવ જાય ત્યાં સુધી તેની પાસેથી કસીને કામ લેવું જ

જોઇએ એમાં એક પ્રકારનો અધર્મ સમાએલો છે એમ મારા શેઠ ઘણી વાર જોરાવર અને જસવંતને કહેતા. માણસોને અમુક ઉંમરે આરામ લેવાનો હક્ક હોય તો પ્રાણીઓને શા માટે તે હક્ક ન હોવો જોઇએ એવું તે ઘણીવાર બોલતા.

## પ્રકરણ ૫ મું.

### માણકી.

એક દિવસ મેં અને માણકીએ વાતો કરવા માંડી, હું કેમ ઉછર્યો હતો અને મારા જૂના શેઠ કેવા હતા તે બધું મેં એને કહ્યું.

"મને જો તારી માફક ઉછેરી હોત અને બધા મારી સાથે સારી રીતે વર્ત્યા હોત તો હું પણ તારાં જેટલી જ સારી થાત. પણ હવે તે કાંઇ વળે તેમ નથી" નિસાસો મૂકતાં તે બોલી.

"એમ કેમ?" મેં પૂછ્યું.

તે બોલી: "ઘોડો અગર માણસ કોઇ પણ મારી સાથે સારી રીતે કદી વર્ત્યો જ નથી. તેમાંના કોઇને પણ ખૂશ કરવાની મેં કદી દરકાર કરી જ નથી. મારી માનું ધાવણ છોડાવી મને નાના ઘોડા ભેગી મૂકવામાં આવી હતી. તેઓને મારી કાંઇ પડી નોહતી અને મારે એમની એ કાંઇ પડી નોહતી. મને સારૂં ખાવાનું આપે અગર સારી રીતે રાખે એવો એકકે શેઠ મને મળ્યો નથી. અત્યારસુધી મારા સહવાસમાં જેટલા માણસો આવ્યા છે તેટલા બધામાંથી કોઇ પણ મારી સાથે મમતાથી વાત કરતો જણાયો જ નથી. તેઓ મારી સાથે સખ્તાઇભર્યું વર્તન ચલાવતા હતા એમ મારા કહેવાનો આશય નથી. પણ મને ખૂબ ખાવાનું મળે અને સારૂં રહેઠાણ મળે તે સિવાય બીજી કોઇ પણ દરકાર તેમને ન હતી. નાનપણમાં હું એક મેદાનમાં ફરતી હતી. તેમાં એક રસ્તો હતો. તેમાંથી છોકરાઓ જતા આવતા તેઓ નાહકના અમારી ઉપર પથરા નાંખતા. અમે કૂદી

જાઇએ તેમાં તેઓને મઝા પડતી. સદ્ભાગ્યે મને વાગતું નહિ પણ અમારામાંના એકને મોં ઉપર સખ્ત વાગ્યું અને એ ઘા એના મોં ઉપર કાયમ રહ્યો છે. અમે આ છોકરાઓની દરકાર કરતાં ન હતાં. પણ આથી અમે ઘણા ચીઢીઆ બન્યા અને છોકરાઓને અમારા દુશ્મન માનવા લાગ્યા. ખેતરમાં કે મેદાનમાં દોડવાની મને ખૂબ મઝા પડતી પણ જ્યારે મને પળોટવાનો અર્થાત્ સામાન પહેરાવવાનો સમય આવ્યો ત્યારે મારા દુઃખનો પાર રહ્યો નહિ. મને પકડવા ખૂબ માણસો આવ્યા. હું આમતેમ ખૂબ દોડી. છેવટે મને ખેતરના એક ખૂણામાં ઘેરી લીધી. એકે આવી મારી કેશવાળી પકડી. બીજાએ આવી મારૂં નાક એટલા જોરથી દાબ્યું કે મારો શ્વાસ રૂંધાઇ ગયો. પછી એકે આવી મારૂં મ્હોં જોરથી દાબી ઉઘાડયું અને મારા મોંમાં પોલાદી ચોકડું જોરથી ગોઠવી દીધું. પછી તે પકડી ચાબુકો મારી મારી મને ચલાવવા માંડી. મનુષ્યની દયાનો આ મારો પહેલો અનુભવ!! તેઓ બધું સખ્તાઇથી જ કરતા. તેઓ મારી પાસે શું કરાવવા માંગતા તે જાણવા મને એકે તક મળતી નહિ. મારા અંગેઅંગમાં જીવન ભર્યું હતું. મને સ્વતંત્રતા પ્રિય હતી; એટલે આખો વખત તબેલામાં પુરાઇ રહેવું મને ક્યાંથી ગમે. હા, કોઈ માયાળુ શેઠ મળે તો વળી બધું વિસરી જવાય. પણ મારા નસીબમાં એવું કાંઇ હતું જ નહિ.

“મારા ઘરડા શેઠ ભલા હતા. તેમણે જો મારી ઉપર ધ્યાન આપ્યું હોત તો હું સારી થાત પણ એ તો દુનીઆના કામકાજથી ફારેગ થયા અને મને એમના છોકરાને સોંપી. એ જુવાન હતો અને જોરાવર હતો. એતો એવી બડાઇ મારતો કે કોઇ પણ ઘોડો એને પાડી શકે જ નહિ. એના બાપ જેવી એનામાં સ્હેજે દયા ન હતી. એતો નિષ્ઠુર હતો. એણે તો મનમાં એવો વિચાર કરી મૂકયો હતો કે મારૂં બધું પાણી ઉતારી નાંખી મને ગરીબ ગાય જેવી બનાવી દેવી. એની ઇચ્છા પ્રમાણે હું વર્તતી નહિ તો તે છેડાઇ પડતો. મને

લગામ પકડી આખા ખેતરમાં દોડાવતો અને હું થાકીને લોથ થઇ જાઉં ત્યારે મારો કેડો મૂકતો. તે ખૂબ દારૂ પીતો અને જ્યારે તેણે દારૂ પીધો હોય ત્યારે મારા તો ભોગ જ. એક દિવસ તો એણે મને ફેરવી ફેરવીને મારી હુસ કાઢી નાંખી હતી. બીજે દહાડે સવારમાં વહેલો મને કામે લગાડી અને ખૂબ ફેરવી પાછો લાવ્યો. એકાદ કલાક આરામ મળ્યો ન મળ્યો કે પાછો આવ્યો અને મારા ઉપર જીન નાંખ્યું. આ વખતે મને નવું ચોકડું પહેરાવ્યું. મને તે મેદાનમાં લઇ ગયો. મેં કાંઇ કર્યું કે તેણે મને લગામથી સટાકો લગાવ્યો. નવું ચોકડું મને પીડા કરતું હતું તેથી હું બરાબર ચાલી શકતી નહિ. આથી એ ખૂબ ક્રોધે ભરાયો અને મને મારવા માંડી. મારી સહનશીલતાની અવધિ આવી. હું પણ ખૂબ ચીઢાઇ મેં જીંદગીમાં પહેલીજ વાર લાતો મારવા માંડી અને બે પગે ઉભા થવા માંડયું. અમારી વચ્ચે જાણે એક યુદ્ધ થયું. લાંબા વખત સુધી તે જીન ઉપર બેસી રહ્યો અને ચાબુક અને બુટની એડીથી મને નિર્દયતાથી મારતો હતો. મારો વિચાર એને ગમે તેમ કરી નીચે પાડવાનો હતો એટલે આ બધાની મેં કાંઈ પરવા કરી નહિ. ખૂબ રસાકસી ચાલ્યા પછી મેં એને ફેંકી દીધો. તે મારી પછવાડે જોરથી પડયો. પાછળ જોયા વિના મેદાનને બીજે છેડે હું ઉભી રહી. ત્યાંથી મારી ઉપર સિતમ ગુજારનારને મેં ધીમે રહીને જમીન ઉપરથી ઉઠી તબેલા તરફ જતાં જોયો. હું એક ઝાડ નીચે ઉભી રહી. મને પકડવા કોઇ આવ્યું નહિ. તાપ ચઢયો હતો. મારા પડખામાં લોહી નીકળ્યું હતું તેની ઉપર માખીઓ બણબણવા લાગી. સવારમાં મેં કશું ખાધું ન હતું તેથી મને કકડીને ભૂખ લાગી હતી. ખેતરમાં ઘાસ હતું નહિ. મારો વિચાર ભોંય ઉપર પડી આળોટવાનો થયો પણ જીન અને પટા હતા એટલે તે અશકય હતું. મને તરસ પણ ખૂબ લાગી હતી એટલામાં સાંજ પડી.

આ વખતે મારા ઘરડા શેઠ હાથમાં કાંઇ લઈને આવ્યા. એમના ઘાંટા ઉપરથી મેં એમને ઓળખ્યા. એમના અવાજમાં સખ્તાઇ ન હતી પણ તેમની આજ્ઞા પળાવી જોઇએ તેવો દોર હતો. પોતાના હાથના વાસણમાં ચણા ખખડાવતા તે બોલ્યા : 'બેટા માણકી ! આવ,......ચલ જોઇએ લે ખા." હું હાલ્યાચાલ્યા વિના શાંત ઉભી રહી. એમણે મારી પાસે ચણા ધર્યા. મેં શાંતિથી તે ખાવા માંડયા. મને એમણે વ્હાલથી થાબડી. મારા પડખામાં લોહી જોઇ તેમને અત્યંત દુઃખ થયું. ધીમે ધીમે મને તે તબેલા તરફ લઈ ગયા. ત્યાં એમનો છોકરો ઉભો હતો. એને જોઈ મારા કાન ફફડયા. "આઘો ખસ એને જવા દે" શેઠ બોલ્યા. "મૂર્ખા તેં તો આજે નખોદ વાળ્યું છે. જો સાંભળ, જલદ સ્વભાવના માણસના હાથે શાંત ઘોડો તૈયાર થાય જ નહિ. તને તો ઘોડો કેળવવાનું કામ આવડતું જ નથી." પછી મને લઇ જઈ બાંધી. શરીર ઉપરતું જીન અને પટા ઉતારી નાંખ્યા. તેમણે ડોલ ભરી ગરમ પાણી અને વાદળી મંગાવ્યાં. પછી કોટ કાઢી ખૂબ સાચવીને મારા ઘા ધોયા. એમના અવાજથી મને પુષ્કળ સાંત્વન મળ્યું અને મને નવડાવી એટલે મને ચેન પડયું. મારા મોંના ખૂણા ઉપર મને એવું વાગ્યું હતું કે મારાથી ઘાસ પણ સુખેથી ખવાઇ નહિ. શેઠ આ સમજી ગયા અને એમણે મને ભુસું આપ્યું. મેં ખાધું ત્યાં લગી તે ત્યાં મારી પીઠ થાબડતા ઉભા રહ્યા. "આવા પાણીદાર ઘોડાને જો સાચવીને કેળવવામાં ન આવે તો જરૂર તદ્દન નકામો થઇ જાય." તે બોલ્યા. મને મટયું ત્યાં લગી તે રોજ મારી પાસે આવતા. પછી મને એક સારા ઘોડાવાળાને હાથે કેળવી.

હું બરાબર કેળવાઇ એટલે મને એક સોદાગરને ત્યાં વેચવામાં આવી. મને એક બદામી ઘોડા સાથે જોડી બનાવવા માટે તેની સાથે જોડવામાં આવતી. થોડા વખત પછી અમને બન્નેને મુંબઈ વેચવામાં

આવ્યાં. સોદાગરને ત્યાં મારૂં માથું ઉંચું રહે તેવી લગામ મને લગાવવામાં આવતી. મને આ ગમતી ન હતી. મુંબઇમાં તો ઘોડા પોતાનું માથું ટટ્ટાર રાખે તે ફેશનેબલ ગણાતું એટલે હવે તો મારી લગામ વધારે સખત કરવામાં આવી. આ લગામ તેં તો પહેરી નથી એટલે તે કેટલી ત્રાસજનક છે તે તું શું જાણે ?



"મારૂં માથું ઉંચું કરવું અને તેમ રાખવું મને ગમે છેઃ પણ તું જરા ખ્યાલ કર કે તું એકવાર તારૂં માથું ઉંચું કરે અને તે તેમને તેમ રાખવામાં આવે તો કેટલું દુઃખ થાય! માથું તારાથી ઉંચું થાય; નીચું તો થાય જ નહિ અને વળી ઉંચું કરતાં પણ દુઃખે. વળી એકને બદલે બે ચોકઠાં મારા મોંમાં મૂકવામાં આવ્યાં હતાં. મારા જડબામાં અને જીભમાં ઇજા થતી હતી. મારા મોંમાંથી જે ફીણુ નીકળતું તેની સાથે મારી જીભનું લોહી ઉડતું. ચોકઠા

અને લગામથી હું ખૂબ ચીઢાતી. કાંઇ મેળાવડો અગર ભાષણ હોય અને મારાં શેઠાણી ગયાં હોય ત્યારે તો મારા દુઃખની પરાકાષ્ટા આવતી; મારે એમને એમ ડોક રાખી કલાક બે કલાક ઉભા રહેવું પડતું. હું કાંઇ કરૂં તો એક ચાબુક પડતી. આ લગામની પીડાથી તો કોઇ ગાંડુ થઇ જાય."

મેં પૂછયું: "તારા શેઠને આનો વિચાર ન હતો આવતો?"

"બીલકુલ નહિ" તે બોલી: "એમનો તો ફેશન જોઈતી હતી. ઘોડા વિષે એમને કાંઇ ભાન હતું જ નહિ. એમનો ગાડીવાળો કહેતો કે હું તોફાની છું અને બરાબર ચાલતી નથી એટલે તે જ્યારે જ્યારે મારી પાસે આવતા ત્યારે ગુસ્સે થઈને જતા. મારા દુઃખમાં મને આશ્વાસનને બદલે કટુ વચન કે ફટકો મળતાં. મારા શેઠ માયાળુ હોત તો હું ગમે તેવું કષ્ટ સહન કરત. ગમે તેવું સખત કામ કરવાની મારી મરજી હતી. હંમેશાં હું તેને માટે તૈયાર હતી. પણ એમની કેવળ ધૂનને લીધે હું ખૂબ ચીઢાતી. મને આમ કષ્ટ આપવાનો એમને શો હક્ક છે? મારી ગરદન ઉપર અને મોંમાં મને દુઃખ થતું એટલું જ નહિ પણ શ્વાસનળીને પણ આનાથી હરકત આવતી અને લાંબો વખત આ ચાલ્યું હોત તો મારી શ્વાસનળી પણ બગડત. દિવસે દિવસે હું ખૂબ ચીઢાતી ગઇ. મને સામાન પહેરાવવા કોઇ પણ આવે તેને હું બચકું ભરતી અગર લાત મારતી. આથી ઘોડાવાળો મને મારતો. એક દિવસ મને ગાડીમાં જોડી. મેં ખૂબ તોફાન કર્યું અને ગાડીનો પોલ ભાંગી નાંખ્યો.

"મારા શેઠ ચીઢાયા અને મને વેચવા મોકલી દીધી. મને એક સોદાગરે ખરીદી. મને શું નો'તું ગમતું તે તે જાણી ગયો. મને સખત લગામ વિના જોડવા લાગ્યો અને થોડા વખત પછી એક બીજા શેઠને ત્યાં વેચી. આ શેઠ ભલા હતા. એમને ત્યાં હું બહુ સારી રીતે વર્તતી હતી. પણ મારા કમનસીબે એમનો જૂનો ઘોડાવાળો જતો રહ્યો અને નવો આવ્યો એ તો સખત કામ લેવા

માંગતો હતો. એ કહે ને તરત જ હું જો ચાલું નહિ તો હાથમાં જે કાંઈ હોય તે લઇને તે મને જાંઘમાં મારતો. મને એની ઉપર ધિક્કાર ઉપજ્યો. મને તેનાથી બીક લાગે એમ તેની ઇચ્છા હતી. પણ હું કોઇથી ગાંજી જાઉં તેવી ન હતી. એક દિવસ એણે મને ખૂબ ખીજવી. મેં એને બચકું ભર્યું. તે રોષે ભરાયો અને ઓરડી ઝુડવા બેઠો હોય તેમ તેણે મને ચાબુક લઇ મારવા માંડી. આ પછી તે મારાથી એટલો બી'તો કે મારા તબેલામાં આવતો જ નહિ. મારા શેઠ પાસે હું બહુ શાન્ત રહેતી પણ ઘોડાવાળાએ તેના કાન ભંભેર્યા અને ફરીથી મને વેચી નાંખવામાં આવી. ત્યાર પછી હું અહીં આવી છું."

"મને એટલું બધું વિત્યું છે કે મેં એટલું નક્કી કરી મૂક્યું છે કે માણસ જાત મારી ઉપર વેરભાવ રાખે છે અને મારે તેમની સાથે ટક્કર ઝીલવા હંમેશા તૈયાર રહેવું. આપણા શેઠને ઘેર તો સારૂં છે, પણ રામ જાણે આવું કેટલો સમય ચાલશે."

મેં કહ્યું: "જોરાવર અગર જસવંતને તું લાત મારે અગર બચકું ભરે તે તો શરમ ભરેલું ગણાય."

"બચકાં ભરવાં અને લાતો મારવી મને ગમતાં નથી." તે બોલી.

માણકીની કથા સાંભળી મને અત્યંત દુઃખ થયું. પણ ધીમે ધીમે તે સુધરતી ગઇ. જોરાવર અને જસવંતને તેનામાં ફેરફાર જણાયો. મારા શેઠને પણ તેમજ લાગ્યું. એક દિવસ તે આવ્યા અને બોલ્યા:

"જોરાવર! આ માણકી બહુ સુધરી ગઇ, ખરૂં ને?"

"હાજી, બહુ સુધરી. એ તો અમારા જાદૂઈ રોટલાનો પ્રતાપ." જોરાવર બોલ્યોઃ શેઠ સાહેબ! એ રોટલામાં શું હોય છે તે જાણો છો? એમાં ધીરજ અને દયા, દ્રઢતા અને થાબડવાનું હોય છે. આ બધું એક શેર લઈ તેમાં નવટાંક વ્યવહાર બુદ્ધિ ઉમેરવાની

અને એનો રોટલો બનાવી દરરોજ ઘોડાને ખવડાવવો. આ રોટલા ખાધાથી ઘોડા સુધરી જાય છે."

બધા ખડખડાટ હસી પડયા.

## પ્રકરણ ૬ ઠું.

### મુરાદ.

અમારા શેઠની છોકરીઓ સાથે પડોશીઓનાં છોકરાં રમવા આવતાં. આ બધાં ભેગાં થાય ત્યારે તેઓ મુરાદ ઉપર વારાફરતી બેસી ખૂબ મજા કરતાં. એક દિવસ બપોરે છોકરાં એની ઉપર બેસી ખૂબ રખડયાં. એને તબેલામાં પાછો મૂકતી વખતે જસવંત બોલ્યોઃ "લુચ્ચા, હવે બરાબર ચાલજે. નહિ તો નાહકનો અમને હેરાન કરીશ.

"શું થયું મુરાદ?" મેં પૂછ્યું.

"મેં તો કશું ય કર્યું નથી." મુરાદ ગર્વથી બોલ્યોઃ "મેં તો એમને એમના કર્તવ્યનું ભાન કરાવ્યું છે. મારી પાસેથી ગજા ઉપરાંત કામ લેવાનો તેમનો ઇરાદો થયો અને મેં તેમને મારી પીઠ ઉપરથી નીચે પાડયા."

"હેં, તે નાનાં છોકરાંને નીચે પાડી નાખ્યાં!" આશ્ચર્યતાથી મેં પૂછ્યુંઃ "કોને વાગ્યું છે?"

પોતાને અપમાન લાગ્યું હોય તેમ જણાયો અને બોલ્યોઃ "મેં નાના છોકરાને ઇજા કરવાના ઇરાદાથી કાંઇ પણ કર્યું નથી. હું તો એમને મારા જીવની માફક સાચવું છું. તેઓ મારી ઉપર બેઠેલા હોય અને બીવે તો હું ખૂબ ધીમેથી ચાલું છું અને તેમની બીક દૂર કરૂં છું. એ લોકો સ્વસ્થ થાય એટલે પાછો દોડવા માંડું છું. આમ કરવાથી તેઓ ધીમે ધીમે સ્વારી કરતાં શીખે છે. મારે તારા ઉપદેશની કાંઈ જરૂર નથી. નાનાં બાળકોનો તો હું સાચો શિક્ષક

અને ઇષ્ટ મિત્ર છું. મને છોકરીઓ તો પજવતી નથી પણ નાદાન છોકરાઓ હેરાન કરે છે. ઘોડા સાથે કેવી રીતે વર્તવું જોઇએ તે બાળકોએ પણ જાણવું જોઇએ. બીજાં છોકરાં મારી ઉપર બેસી લગભગ બે કલાક ફર્યાં. પછી આવ્યો છોકરાઓનો વારો. તેઓ મારી ઉપર વારાફરતી બેઠા. મને મારવા એક સોટી શોધી કાઢી હતી. તેઓ મને જોરથી મારતા પણ હું તે ધ્યાનમાં લેતો નહિ. મને ખૂબ માર્યો ત્યારે તેમને સૂચના આપવા માટે હું બે ત્રણ વખત એકદમ થોભી ગયો. છોકરાઓના મનમાં તો એમ જ હતું કે ઘોડો તો એન્જીન જેવો છે. પોતાની મરજીમાં આવે તેટલો ઝડપથી અને પોતાને ફાવે તેટલો તે ચલાવી શકે તેમ તેઓ માને છે. ટટ્ટુ થાકી જાય અથવા એને કાંઇ પણ અસર થાય એમ તેઓ કદી જ માનતા નથી. મને એક છોકરો ખૂબ મારતો હતો. હું થાકયો છું એ તે સમજી શકયો નહિ. કંટાળીને હું બે પગે ઉંચો થયો એટલે તે મારી પીઠ ઉપરથી ગબડી પડયો. બસ મેં તો આટલું જ કર્યું છે. તે ફરીથી બેઠો, મેં ફરીથી પાડી નાંખ્યો. આ છોકરાઓ સારા છે. તેમનામાં દયાનો અંશ પણ છે. પણ મારે તેમને શિખામણ આપવાની હતી, તેથી જ મેં એમ કર્યું છે."

તેઓ મને લઇને જશવંત પાસે આવ્યા. એમણે જશવંતને બધી વાત કહી. એમના હાથમાં જાડી લાકડીઓ જોઇ તે ખૂબ ચીડાયો અને બોલ્યો કે તમે સારા માણસના છોકરા જેવા નથી દેખાતા પણ ડફણાવાળા કુંભાર અગર ભરવાડના છોકરા જેવા દેખાવ છો. હાથમાં આટલા જાડા ધોકા શા!"

એટલામાં માણકી બોલી ઉઠીઃ "હું તારી જગાએ હોઉં તો તે છોકરાઓને એક બે લાત લગાવી દઉં, કે જેથી છોકરાઓને પૂરી શિખામણ મળે."

"મારી તો ખાત્રી જ જ છે" મુરાદે જવાબ આપ્યોઃ "પણ માફ કરજે હું તારા જેવો મૂર્ખો નથી. મારે મારા શેઠનું લુણ હરામ

કરવું નથી. એ બાળકો તો સ્વારી કરે ત્યારે મારી સંભાળ નીચે હોય છે. શેઠને તેમને વિષે કાંઇ ચિંતા હોતી જ નથી. આપણા શેઠ એવા માયાળુ છે કે એમનાં અગર બીજાંનાં બાળકોને જો હું હેરાન કરૂં તો તેથી વધારે શરમની વાત બીજી કઇ હોઇ શકે ? મને તારી દયા આવે છે પણ એટલું તો કહેવું જોઇએ કે ઉત્તમ સ્થાનમાં ઉત્તમ ઘોડા તૈયાર થાય છે. અને હું લાતો મારતો હોત તો મારૂં શું થાત ? મને એક પળમાં ગમે ત્યાં વેચી દેવામાં આવત. ત્યાં મને ન મળત પૂરૂં ખાવાનું અને કામ કરી કરી મારો દમ નીકળી જાત. ના, હું તો અહીં સુખી છું. પ્રભુ મને એવી દયાજનક હાલતમાં કદી ન મૂકો. અસ્તુ."

## પ્રકરણ ૭ મું.

### રાક્ષસી ગુણ.

એક દિવસ હું અને જોરાવર શેઠના કામે બહાર ગયેલા. પાછા ફરતાં અમે એક છોકરાને એક ટટ્ટુ ઉપર બેઠેલો દીઠો. એ છોકરાની ઇચ્છા એવી હતી કે ટટ્ટુ ઝાંપો કુદી જાય. ટટ્ટુ બિચારું ઝાંપા સુધી જાય અને પાછું પડે. છોકરો પોતાની ઇચ્છા બર લાવવા ટટ્ટુ પાસે પોતાનું ધાર્યું કરાવવા એને ચાબુક મારે જતો હતો. ટટ્ટુ તો મક્કમ રહ્યું છોકરો નીચે ઉતર્યો અને તેને ખૂબ મુક્કા અને લાતો લગાવી. છોકરો પાછો ટટ્ટુ ઉપર બેઠો. ફરીથી તેને લાતો મારી કુદાવવાનાં પ્રયત્ન કરવા માંડ્યો. ઘોડો આથી ખૂબ ખીજવાયો તેણે જોરથી પેલા છોકરાને વાડમાં નાંખી દીધો, અને દોડતો ઘેર પહોંચી ગયો.

જોરાવર હસ્યો. "એનો ઠીક ઘાટ ઘડયો."

"અરે ઓ ભાઈ, મહેરબાની કરી મને બહાર કાઢો" દયાજનક અવાજથી પેલા છોકરાએ જસવંતને કહ્યું.

"ના, ના, છો ત્યાં જ સારા છો. ટટ્ટુ પાસે અશક્ય કામ કરાવતાં તમને શરમ ન આવી ?" આટલું કહી જોરાવરે ચાલતી પકડી.

તે છોકરાનો બાપ હાંફળો ફાંફળો જતો અમને રસ્તામાં મળ્યો. એની મા એના ઘર આગળ ઉભી હતી.

"તમે મારા છોકરાને જોયો છે ?" ચિંતાતુર બની છોકરાના બાપે પૂછ્યું: "અડધા કલાક પહેલાં ઘોડા ઉપર બેસી તે બહાર ગયો હતો. ઘોડો તો હમણાં પાછો આવ્યો છે પણ છોકરાનો કાંઇ પત્તો નથી."

"આપનો છોકરો ક્યાં છે તે હું જાણું છુ. પણ તે કહું તે પહેલાં મારે આપને એક બે શબ્દ કહેવા પડશે."

"એટલે ?" પેલા માણસે પૂછ્યું.

"તમારો છોકરો ટટ્ટુને નિર્દય રીતે ચાબુકો અને ગડદાપાટુ મારતો હતો. એ બિચારા ટટ્ટુનો વાંક શો તે આપ જાણો છો ? તમારા છોકરાની ઇચ્છા એવી કે ટટ્ટુ ઝાંપો કુદી જાય. અરે ! સાહેબ, ઝાંપો તો એટલો બધો ઉંચો હતો કે ટટ્ટુ તે કુદી શકે જ નહિ. ટટ્ટુએ તો ખૂબ માર સહન કર્યો પછી કંટાળીને તમારા છોકરાને થોરીઆની વાડમાં નાંખી દીધો છે. મેં તેને જોયો છે. આપ મને માફ કરશો કેમકે તમારા ઘાતકી પુત્રને મદદ કરવાની મને સ્હેજે ઇચ્છા થઇ નહિ. એનો હાથ પગ તો ભાંગ્યો નથી. બહુ તો બે ચાર ઉઝરડા પડયા હશે. મને ઘોડા બહુ પ્રિય છે. કોઇ એમની પ્રત્યે ક્રૂરતાભર્યું વર્તન ચલાવે તો તેથી મને સખ્ત આઘાત પહોંચે છે."

પોતાના પુત્રની આવી સ્થિતિ સાંભળી તેની મા રડી પડી, અને બોલી: "ના, ના, એને વાગ્યું હશે. ક્યાં છે મારો જીવો ? મારે એને જોવો છે."

"તું ઘરમાં જા" છોકરાના બાપે કહ્યું: "જીવાને થોડી શિક્ષા મળવાની જરૂર હતી. તે હંમેશાં ઘોડાને કનડતો હતો. જોરાવરભાઈ! તમે હવે જાવ. આવજો હોં."

અમે ત્યાંથી નિકળ્યા. ઘેર આવી જોરાવરે જસવંતને બધી વાત કરી. જસવંતે કહ્યું: "હા, તે છોકરાને હું ઓળખું છું. અમે નિશાળમાં સાથે હતા. એના મગજમાં ખાનદાનીની ખુમારી ભરાઇ ગઇ છે. નિશાળમાં નાનાં છોકરાંને દાટી દેતાં મેં એને ઘણી વાર જોયો છે. એક દિવસ નિશાળમાં અમે ફરતા હતા. તે ત્યાં ઉભો ઉભો માખીઓ પકડતો હતો અને તેમને મસળી નાંખતો હતો. મને આથી ચીઢ ચઢી. મેં એને ડાબે હાથે એક એવી જડાવી દીધી કે મોટી ચીસ પાડી તે ભોંય ઉપર પડી ગયો. હું ખૂબ બીન્યો. બીજા છોકરાઓ અને અમારા માસ્તર દોડી આવ્યા. ચિત્તનું સમતોલપણું જાળવી હું સ્વસ્થ ઉભો રહ્યો. અને ધીરજથી જે બન્યું હતું તે શાંતિથી કહ્યું. મરેલી અથવા મરણતોલ થયેલી માખીઓ ત્યાં પડી હતી તે મેં માસ્તરને બતાવી. માસ્તરે એને એ ઉપરથી એક કલાક વર્ગમાં ઉભા રહેવાની શિક્ષા કરી. પછી શિક્ષકે અમને હિંસા ઉપર બે બોલ કહ્યા. "નિર્બળ અને નિઃસ્હાયને મારવાં તેમાં કેવળ પશુતા અને કાયરતા જ સમાયેલી છે." શિક્ષકે સર્વને કહ્યું. શિક્ષકના આખા ઉપદેશમાંથી મને એક વાક્ય બહુ ગમ્યું. તેમણે કહ્યું કે ક્રુરતા એ રાક્ષસી ગુણ છે. જેને ક્રુરતામાં આનંદ પડે તે પણ રાક્ષસ જ સમજવો. પ્રેમ દૈવી છે. જે **પોતાના પડોશીઓ અને અન્ય જનસમુદાય ઉપર મમતા રાખે છે અને પ્રાણીઓને પ્રેમથી પાળે છે તેનામાં પણ ઇશ્વરી અંશ** છે એમ કહેવાય.

જોરાવરે કહ્યું: "માસ્તરે કહ્યું તે સાવસાચું છે. જગતના સર્વ ધર્મોમાં પ્રેમનું પ્રતિપાદન છે. પ્રેમ વિનાનો ધર્મ હોઇ શકે જ નહિ. **લોકો ભલે ધર્મની અનેક વાતો કરે; પણ જો તેમના ધર્મમાં જીવો પ્રત્યે દયા રાખવાનું ના સમજાવ્યુંહોય, તો તે ધર્મ નથી પણ ધતીંગ છે."**

# પ્રકરણ ૮ મું.

## દાક્તરને ઘેર.

અમારા શેઠે પોતાના એક ઓળખીતાને ત્યાં જસવંતને નોકરી અપાવી. તેને જવાનો સમય આવ્યો હતો. તે જવાનો હતો તે પહેલાં તેની જગાએ જવાનસિંગ નામનો બીજો ગાડીવાન લાવવામાં આવ્યો. આ જવાનસીંગ આવ્યો ત્યારે બહુ નાની ઉમરનો હતો. તેને વિષે હું પછીથી કહીશ. જોરાવર અને અમને મૂકી જતાં જસવંતને ઘણું લાગી આવ્યું. અમારા શેઠ અને જોરાવરના હૈયાં પણ ઉભરાઇ આવ્યાં. સૌએ જસવંતને પ્રેમભરી વિદાય આપી. મુરાદને જસવંત ઉપર ઘણું હેત હતું. તે બિચારો તેના ગયાથી લેવાઇ ગયો. જોરાવર એની બરાબર દરકાર રાખતો. જવાનસીંગ ધીમે ધીમે કામમાં માહીતગાર થતો ગયો.

થોડા દિવસ પછી હું તબેલામાં નિરાંતે ઊભો હતો. મેં જોરાવરના ઘરનું બારણું ઉઘડતું સાંભળ્યું. તરત જ તે મારી પાસે આવ્યો. "બેટા, તારે જરા તારી જાત બતાવવાની છે." આમ કહી એકદમ કપડાં પહેરી મારી ઉપર જીન નાંખી દીધું અને મને લઈ નીકળ્યો. અમારા શેઠ આ વખતે હાથમાં દીવો લઇ બ્હાર ઊભા હતા.

"જોરાવર, તારા જીવના જોખમે તારી શેઠાણી ખાતર તું જા. ડૉ. પટેલને ત્યાં જઇ આ ચીઠ્ઠી આપ. જા, વખત ગુમાવીશ નહિ." શેઠે જોરાવરને કહ્યું.

ડૉ. પાસેના શહેરમાં રહેતા હતા. ઝપાટાબંધ દોડતા અમે નીકળ્યા. બે માઇલ સુધી સ્હેજે અટકયા વિના એક સરખી ઝડપે મેં દોડવાનું ચાલુ રાખ્યું. મને ચાબુક મારવાની કે એડી અડકાડવાની સ્હેજે જરૂર ન હતી. રસ્તામાં જોરાવરે મને અટકાવ્યો. "બસ બચ્ચા, બસ." થોડી વાર હું ધીમો ચાલ્યો. સ્હેજ શાંતિ

વળી એટલે પાછું દોડવાનું શરૂ કર્યું. આ વખતે ચંદની શીતળ અને મધુર લાગતી હતી. આઠ માઇલની મુસાફરી પછી અમે તે શહેરમાં દાખલ થયા. સર્વત્ર શુન્યકાર હતો. બરાબર ત્રણના ટકોરે ડો. પટેલને ત્યાં પહોંચ્યા. પહેલાં ઘંટડી વગાડી. કોઇ જાગ્યું નહિ. પછી ખૂબ જોરથી સાંકળ ખખડાવી, એટલામાં એક બારી ઉઘડી. ડો. પટેલે ડોકું બ્હાર કાઢયું.

"કોણ છે, શું કામ છે? ડોકટરે પૂછ્યું.

"ભુપસિંહનાં વહુ સુંદરબા ખૂબ માંદાં થઇ ગયાં છે. તમે ઝટ ચાલો નહિ તો તે મરી જશે. મારા શેઠે મને મોકલ્યો છે. આ ચીઠ્ઠી આપી છે." જોરાવરે કહ્યું.

"ઉભો રહે. હું નીચે આવું છું." બારી વાસી ડો. નીચે આવ્યા.

"હું આવું તો ખરો પણ મારો ઘોડો આખો દિવસ ફર્યો છે અને થાકી ગયો છે. અત્યારે રાતને પહોર બીજા કોઇનો ઘોડો મંગાય પણ કેમ? તારો ઘોડો મને આપીશ?" દાક્તરે પૂછ્યું.

"તે બિચારો આખે રસ્તે પુરપાટ દોડતો આવ્યો છે. એને મારે આરામ આપવાનો વિચાર હતો. પણ તમે માગો તો મારા શેઠ કાંઇ વાંધો નહિ લે." જોરાવરે કચવાતે મને ઉત્તર વાળ્યો.

"ઠીક ત્યારે, હું કપડાં પહેરી લઉ." ડોકટરે કહ્યું.

મારી ડોક થાબડતાં જોરાવર ઉભો રહ્યો. ડો. નાની ચાબુક લઇ આવ્યા.

જોરાવર એકદમ બોલી ઉઠયો: "આ ઘોડાને કશાની જરૂર નહિ પડે. એતો મરતાં સુધી દોડયા કરશે. એને ઇજા ન થાય તેની સાવચેતી રાખજો સાહેબ."

"ના, ના. જોરાવર કંઇ નહિ થાય." તરત જ હું અને ડો. નીકળ્યા.

ડો. નું શરીર જરા પોષાતું હતું એટલે તેમને લઈ દોડતાં મને મુશ્કેલી પડી. અડધે રસ્તે મને થોડી વાર ઉભો રાખી થાક

ખવડાવ્યો પછી એકદમ ઘેર આવ્યા. ડો. ઉતરીને શેઠની સાથે ઘરમાં ગયા. જવાનસીંગ મને તબેલામાં લઇ ગયો. હું હાંફતો હાંફતો ઉભો રહ્યો. મારા શરીર ઉપર પરસેવાનાં રેબેઝેબ છૂટી ગયાં હતાં. જુવાનસીંગ કાચી વયનો હતો. તેનો બાપ તેને મદદ કરવા આવતો હતો તે બહારગામ ગયો હતો. મારી કેવી રીતે માવજત કરવી તે તે બિચારો કેવી રીતે જાણે? પોતાની અક્કલ પ્રમાણે તેણે કર્યું. મારા પગ અને છાતી એણે દાબ્યા પણ મારા શરીર ઉપર ગરમ લુગડું નાંખવાનું તેને સુઝયું નહિ. મને એ નહિ ગમે એમ તેને લાગ્યું હશે. અને ડોલ ભરી પાણી પીવા આપ્યું. મેં તે ધરાઇને પીધું. મને ઘાસ નાંખી ચણા ખવડાવી તે જતો રહ્યો. પછી મને ધ્રુજારી છુટી. મારાં એકે એક અવયવ ફાટવા લાગ્યાં. મને કાંઇ ગરમ લુગડું ઓરાઢે એવી મારી ઇચ્છા થઇ. જોરાવર હોત તો જરૂર તેમ કરત. લાંબા વખત પછી જોરાવર આવ્યો. મને ખૂબ પીડા થતી હતી તેથી હું જોરથી હણહણ્યો. દોડતો જોરાવર મારી પાસે આવી પહોંચ્યો. મારૂં શરીર જોયું. એકદમ મારા શરીર ઉપર બે ચાર ગરમ લુગડાં ઢાંકી દીધાં. ઘરમાં જઇ ગરમ પાણીની ડોલ ભરી લાવ્યો. મને ગરમ કાંજી જેવું કાંઈ પાયું. થોડો આરામ થયો એટલે મેં ઉંઘવા માંડયું.

જોરાવરને ખૂબ ચીઢ ચડી હતી. તે બબડવા લાગ્યો: "મૂર્ખ છોકરો, ખરેખર મૂર્ખો જ લાગે છે. આખા શરીર ઉપર એ લુગડું ઓરાઢેલું નહિ. પાણી પણ ઠંડુ જ પાયું હશે. નાના છોકરા આ નોકરીમાં નકામા. જવાનસીંગ તો સારો છે."

મારી માંદગી વધી. ફેફસામાં સખત સોજો આવ્યો હતો અને મને શ્વાસ લેતાં તો કષ્ટ થતું. જોરાવર પેટના છોકરા માફક મારી માવજત કરતો. રાતમાં બે ત્રણ વાર ઉઠી મારી ખબર કાઢી જતો. મારા શેઠ પણ વારંવાર આવતા. "બેટા, કોહીનુર, તેં તારી શેઠાણીનો જાન બચાવ્યો." શેઠ એક દિવસ બોલ્યા.

આ સાંભળી ગર્વથી મારી છાતી ફુલી. ડૉ. જો મોડા આવ્યા હોત તો મારાં શેઠાણી ભાગ્યેજ બચત. જોરાવરે શેઠને કહ્યું કે "સાહેબ, કોહીનુર જાણે બધું સમજી ગયો હોય તેમ જીવની પરવા કર્યા વિના ખૂબ ઝડપથી દોડયો હતો." મારાં શેઠાણીની ખાતર ગમે તે કરવા અને ખમવા હું તૈયાર હતો તે બિચારો જોરાવર કેવી રીતે જાણે.

## પ્રકરણ ૯ મું

### કેવળ અજ્ઞાન.

હું કેટલા દિવસ માંદો રહ્યો તેની મને ખબર નથી. જાનવરના ડૉ. મને જોવા રોજ આવતા. એક દિવસ એમણે મારી ઉપર વાડ-કાપ કર્યો. હું પછી બહુ બેહોશ થઇ ગયો હતો. બધાને એમ જ લાગ્યું કે હું મરી જઇશ.

મારી સાથેના બીજા ઘોડાઓને આ વખતે આઘા ખસેડવામ આવ્યા હતા. તાવ આવવાથી મારા કાન સરવા થઈ ગયા હતા. સ્હેજ અવાજ થાય અને હું જાગી ઉઠતો હતો અને મને શાંતિ મળે એ હેતુથી આમ કરવામાં આવ્યું હતું. એક દિવસ જોરાવર મને દવા પાવા આવ્યો. નાથુસીંગ તેને મદદ કરવા જોડે આવ્યા. મને દવા પાઇ દવાની શી અસર થાય છે તે જોવા તેઓ બંન્ને ત્યાં બેઠા.

થોડીવાર કોઇ બોલ્યું નહિ. પછી ખૂબ ધીમે અવાજે નાથુ-સીંગ બોલ્યો: " જોરાવરભાઇ, જવાનસીંગને જરા પ્રોત્સાહન આપો તો સારૂં. એ તો હતાશ થઈ ગયો છે. એ નથી ખાતો કે નથી પીતો. બિચારો આખો દિવસ મૂઢ જેવો ફર્યા કરે છે. ન કરે નારા-યણ અને કોહીનુર ને કાંઇ થાય તો તે એમ માને છે કે બધો દોષ પોતાનો છે. અને એ બિચારાને એવી દહેશત ભરાઇ ગઇ છે કે

એની સાથે કોઇ વાત પણ નહિ કરે. જોરાવરભાઇ! એને પ્રોત્સાહન આપો. એ કાંઇ નઠારો છે!

થોડીવાર મૌન રાખી જોરાવર બોલ્યો: "નાથુસીંગ! મને દુઃખ ન દ્યો. હું કયાં કહું છું કે એ છોકરાને આ ઘોડાને દુઃખ દેવું હતું. એ છોકરો તો બહુ સારો છે. હું તો મારૂં દુઃખ રડું છું. મેં આ ઘોડાનાં મારી જાત જેવાં જતન કર્યા છે. શેઠ અને શેઠાણીને પણ એ વ્હાલો છે, એને કાંઈ થાય તો મને પારાવાર દુઃખ થાય. તમને લાગતું હોય કે મેં તમારા છોકરા પ્રત્યે સખ્તાઇભર્યું વર્તન ચલાવ્યું છે તો જાઓ, કાલે કોહીનુરને સારૂં થશે એટલે તેની સાથે સારી રીતે વાત કરીશ."

નાથુસીંગે કહ્યું. "બહુ સારૂ, જોરાવરસીંગ તમને એમ નથી લાગતું કે આ કેવળ અજ્ઞાનનું પરિણામ છે?"

જોરાવરના અવાજથી હું બીન્યો. "કેવળ અજ્ઞાન! અજ્ઞાનની વાત તમે શી રીતે કરી શકો છો? અને અજ્ઞાનનો દરજ્જો દુષ્ટતાથી સ્હેજ જ ઉતરતો છે. પ્રભુ જાણે બેમાંથી કયું વધારે નુકશાન કરે છે. ભૂલ કરવી અને પછી કહેવું કે "મને ખબર ન હતી. હું જાણુતો ન હતો." એટલે ચાલે એમ લોકો માને છે. તમને બાઇ તુલજાની વાતની તો ખબર હશે. એક અજાણી દવા પોતાના નાના છોકરાને પાઇ દીધી અને એથી એમની ઉપર કેસ થયો હતો.

"દવાની શી અસર છે, એ જાણ્યા વિના નાનાં છોકરાંની માતાઓએ તે પાવી જોઇએ નહિ. જગતમાં અજ્ઞાનતાને લીધે અનેક અનિષ્ટ પરિણામો નીપજે છે. આ અનિષ્ટ પરિણામો થોડી વધારે કાળજી રાખવામાં આવે તો દૂર કરી શકાય ખરાં." જોરાવરે કહ્યું.

આ વાત પછી મેં આગળ સાંભળી નહિ. મને ઉંઘ સારી આવી અને સવારમાં મારૂં શરીર સારૂં થયું.

# પ્રકરણ ૧૦ મું.

## જવાનસીંગ.

જવાનસીંગ બહુ સારૂ કામ શીખી ગયો. એ કામમાં એટલી બધી ચીવટ રાખતો કે જોરાવર એને ઘણાં કામ સોંપતો. એની ઉંમર નાની હતી એટલે મને અગર માણકીને તે હાંકતો નહિ. એક દિવસ એવું બન્યું કે જોરાવર કાંઇ કામે બ્હાર ગયો હતો. અમારા શેઠની એક ચીઠ્ઠી લઇ તેને બે ગાઉ દૂર જવાનું હતું. એમણે જવાનસીંગને મને લઇ જવાનો હુકમ કર્યો.

શેઠના હુકમ પ્રમાણે હું અને જવાનસીંગ નીકળ્યાં અને ચીઠ્ઠી આપી ધીમે ધીમે પાછાં આવતાં હતાં. રસ્તામાં એક ઇંટવાડો આવ્યો. ત્યાં એક કુંભારે આખું ગાડું ઈંટોથી ભર્યું હતું. આ ગાડાનાં પૈડાં કાદવમાં કળી ગયાં હતાં. ગાડાવાળો ખૂબ અવાજ કરી બળદોને નિર્દય માર મારતો હતો. જવાનસીંગે મને અટકાવ્યો. આ દૃશ્ય દયાજનક હતું. બિચારા બળદો ગાડાને બ્હાર કાઢવા ખૂબ મથતા હતા પણ એમની મહેનત નકામી જતી. તેઓ થાકીને લોથ થઇ ગયા હતા અને ખૂબ હાંફતા હતા. આ બધાની પરવા કર્યા વિના ગાડાવાળો એમને ક્રુર રીતે માર મારતો હતો.

જવાનસીંગે કહ્યું: "ભાઇ ! ઉભો રહે. બળદોને નાહકનો શામાટે મારે છે ? પૈડાં ગમે તેમ કરીશ તો પણ બ્હાર નહિ નીકળે." પેલા આદમીએ આ ગણકાર્યું જ નહિ અને મારવાનું ચાલુ રાખ્યું.

"ભાઇ, થોભો. હું પૈડાં બ્હાર કાઢવા મદદ કરવા આવું છું. આમ તો ગાડું બીલકુલ ચાલે જ નહિ" જવાનસીંગે કહ્યું.

"જા, જા, ગધેડા. તું તારૂં કામ કર. હું મારૂં ફોડી લઇશ." ગાડાવાળો ક્રોધથી રાતોપીળો થઇ ગયો હતો. અત્યારે એને દારૂનો નિશો ચઢયો હતો. ફરીથી તેણે મારવાનું શરૂ કર્યું. જવાનસીંગથી આ ન ખમાયું. તે તો સીધો એના શેઠને ત્યાં મને લઇ ગયો.

શેઠનું ઘર પાસે જ હતું. જવાનસીંગે સાંકળ ખખડાવી અને કહ્યું: "ખોડાભાઇ, ઘરમાં છો કે?" બારણું ઉઘડયું અને ખોડાભાઇ બ્હાર આવ્યા.

"કેમ જવાન, શેઠ સાહેબનો શો હુકમ છે? તું આટલો ગભરાયેલો કેમ લાગે છે?"

"ના, ના, ખોડાભાઇ, તમારો એક ગાડાવાળો પાસેના રસ્તા ઉપર બળદોને અસહ્ય માર મારે છે. મેં એને તેમ કરવાની ના પાડી પણ એ માનતો નથી. મારી સાથે ચાલો અને એને ધમકાવો" જવાનસીંગ આવેશમાં આવી બોલ્યો.

"ઠીક" હું ટોપી લઈ આવું. "છોકરા, ધાર કે હું એની ઉપર ફરીઆદ કરૂં તો તું સાક્ષીમાં આવીશ ને?"

"ખૂશીથી" આટલું કહી હું અને જવાનસીંગ ઘેર ગયા.

અમે ઘેર પહોંચ્યા એટલે જોરાવરે જવાનસીંગને પૂછયું: "જવાન, તું આટલો બધો અકળાયેલો કેમ લાગે છે?" જવાનસીંગે રસ્તામાં જે બન્યું હતું તે જોરાવરને કહ્યું. જવાનસીંગ સામાન્ય રીતે શાંત પ્રકૃતિનો ગણાતો, અને એવાને આટલો બધો ગુસ્સે થએલો જોઇ કોઇને પણ નવાઇ લાગે.

"ઠીક કર્યું, બહુ સારૂં કર્યું." જોરાવરે કહ્યું: "એની ઉપર કામ ચાલે કે નહિ તેની આપણને પરવા ન હોવી જોઇએ. **ઘણા લોકો પ્રાણીઓ પ્રત્યે ઘાતકી વર્તન ચલાવાતું જુએ છે, પણ આપણને શી પડી છે એવો ખોટો ખ્યાલ રાખી તે જતું કરે છે. જ્યાં જ્યાં હિંસા થતી હોય અને પ્રાણીઓ તરફ અયોગ્ય વર્તન ચલાવવામાં આવતું હોય ત્યાં ત્યાં આપણાથી બનતું કરવું જોઇએ. એ ન કરીએ તો આપણે એક પવિત્ર ફરજ ન બજાવી એમ હું તો ચોકસ માનું છું."**

ખોડીદાસે પેલા ગાડીવાળા ઉપર પ્રાણીઓ પ્રત્યે ઘાતકી વર્તન ચલાવવા માટે ફરીઆદ કરી હતી. જવાનસીંગ જુબાની આપવા

ગયો હતો. મારા સાંભળવા પ્રમાણે એણે બહુ સારી જુબાની પૂરી. માજીસ્ટ્રેટ સાહેબે જવાનસીંગે કહ્યું હતું તે શબ્દે શબ્દ માન્યું અને પેલા ગાડાવાળાને પચાસ રૂપીઆ દંડ કર્યો.

આ પછી જવાનસીંગ મોટો થઇ ગયો હોય તેમ જોરાવરને લાગ્યું તેથી તેની તે મશ્કરી કરતો હતો. ખરી વાત એ હતી કે હવે જવાનસીંગ ઉમર અને અનુભવમાં વધ્યો હતો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### લીલાધર શેઠ.

બીજે દિવસે જુવાનસીંગ મુરાદને લઇ શેઠના મિત્રને ત્યાં મૂકી આવ્યો. જોરાવર માણકી ઉપર બેઠો અને મારી લગામ હાથમાં લઇ લીલાધર શેઠને ત્યાં મૂકવા નીકળ્યો. શેઠને ઘેર મોટો તબેલો હતો. જોરાવર ત્યાં પહોંચ્યો અને લાલજીની તપાસ કરી થોડી વારમાં તે આવ્યો. એનું શરીર સુંદર અને ઘાટીલું હતું. એના બોલવામાં સત્તાનો દોર હતો. એની આજ્ઞા પળાય એમ તે હરઘડી ઇચ્છતો. અમને તબેલામાં મોકલાવી જોરાવરની આગતાસ્વાગતા કરી.

થોડીવાર પછી બન્ને અમારી પાસે આવ્યા. લાલાજીએ કહ્યું: “ જોરાવરસીંગ, આ ઘોડા તો સારા દેખાય છે. પણ તું જાણે છે કે માણસની માફક ઘોડાઓને પણ ખાસ આદતો હોય છે. આથી એમની પાસે જુદી જુદી રીતે કામ લેવું પડે છે. આ ઘોડામાં એવું કાંઇ હોય તો મને કહે.”

જોરાવરે કહ્યું: “એવું કાંઇ નથી. આ ઘોડા જેવો તમને શોધ્યો નહિ જડે. એમનાથી છુટા પડતાં મને અત્યંત ખેદ થાય છે. આ કાળો ઘોડો છે તે તો જાણે લાડમાં ઉછર્યો છે. એની પાસેથી બધાએ હલકે હાથે કામ લીધું છે. આપણે બતાવીએ તે કામ તે ખુશીથી કરે

છે. આ બદામી ઘોડીને અમારા શેઠને ત્યાં આવી તે પહેલાં લોકોએ મારી મારીને ચીઢીઅણ બનાવી દીધી હતી. અમારે ત્યાંની કેળવણીથી તે સુધરી ગઇ છે. અત્યારે તે બહુ સારૂં કામ કરે છે. કાળા ઘોડા કરતાં એનો મીજાજ ઝટ જાય છે. માખીઓથી પણ તે ખીજવાય છે. પાણીદાર છે એટલે સ્હેજ સખ્તાઇ બતાવો એટલે જરૂર સામી થવાની."

"જો, જોરાવર અમારે ત્યાં તો ઘણા ઘોડા અને વધારે માણસો છે. બધા માણસો કાંઇ સરખાં નથી હોતાં. કોઇ સારો હોય, કોઈ ખરાબ હોય. ઘોડા માટે હું મારાથી બનતું કરૂં છું. ઘોડી માટે કહ્યું તે હું ધ્યાનમાં રાખીશ."

જતાં જતાં જોરાવરે કહ્યું: "ગરદન સીધી રાખવા માટેની લગામ અમે વાપરતા ન હતા. આ કાળા ઘોડાએ તો કદી પહેરી જ નથી."

"અમારે ત્યાં તો એવી લગામ નાંખવામાં આવે છે. મને તે પસંદ નથી. અમારા શેઠ પણ તે સમજે છે. અમારાં શેઠાણી ફેશનના હીમાયતી છે. એમને તો એવી લગામ વિનાનાં ઘોડા સામે જોવું પણ નથી ગમતું. આથી શેઠાણી જ્યારે જ્યારે બ્હાર નીકળે છે ત્યારે અમારે તે લગામ રાખવી જ પડે છે." લાલાજીએ કહ્યું.

"મને આથી ઘણો ખેદ થાય છે. પણ હવે શું થાય? હું હવે જાઉં, નહિ તો ગાડી ઉપડી જશે." આવું બોલી અમને થાબડીને ગયો. તે પછી મને તે કદી મળ્યો નથી.

બીજે દહાડે લીલાધર શેઠ અમને જોવા આવ્યા. અમને જોઇ ખૂશી થયા, "લાલાજી, આ ઘોડા સારા છે એમ ભુપસીંહના કાગળમાં હતું. બંને રંગમાં સરખા નથી પણ ગાડીમાં જોડાશે ખરા."

લાલાજીએ જોરાવરે અમારે વિષે એને જે કહ્યું હતું તે શેઠને કહ્યું. "ઠીક, ધ્યાન રાખજે." કહી શેઠ ગયા.

ત્રણ વાગે અમને ગાડીમાં જોડયા. લીલાધર શેઠનો બંગલો

ભુપસીંગના બંગલા કરતાં મોટો હતો. પણ ભુપસીંગના ઘર જેવો આનંદ અમને પડતો નહિ. સોળે શણગાર સજી ભભકભર્યાં ડગલાં ભરતાં અમારાં શેઠાણી આવ્યાં. એમને કાંઇ ગમ્યું નહિ. એવું મને લાગ્યું. શેઠાણી ગાડીમાં બેઠાં. અમને પેલી સખત લગામ પહેરાવી. મારી જીંદગીમાં મેં પહેલીવાર તે પહેરી. મને તે પીડાકારી લાગી. મારા પોતાના કરતાં મને માણકી માટે બહુ લાગતું હતું.

બીજે દિવસે એ જ વખતે શેઠાણી પૂર દમામમાં આવ્યાં અને ગુસ્સાના આવેશમાં બોલ્યાં: "લાલાજી! લગામ જરા જોરથી ખેંચી બાંધજો. ગઇ કાલે ઘોડા કેવા ખરાબ દેખાતા હતા.

"માફ કરજો બાઇ સાહેબ, આ ઘોડાને એવી લગામ કદી પહેરાવવામાં આવી નથી. શેઠ સાહેબ કહેતા હતા કે તે ધીમે ધીમે ટેવાશે. આપની ઇચ્છા હોય તો હું સખ્ત બાંધીશ.

"હા એમ જ કર," શેઠાણી ઘુરક્યાં. બિચારા લાલાજીને કમને લગામ તંગ કરવી પડી. આથી મને દુઃખ તો થયું પણ તે સહન થાય તેવું હતું. માણકીએ કહ્યું: "આટલી સખ્ત રાખશે તો ચાલશે. આથી વધારે કરશે તો હું તો જરૂર સામી થઇશ. મારાથી તે સહન નહિ થાય."

દહાડે દહાડે લગામ સખ્ત બનતી ગઈ. મને તો ખૂબ ભય લાગ્યો. માણકી પણ આકુળવ્યાકુળ થઈ ગઈ હતી. જેમ તેમ કરી મેં તો તે નિભાવી લેવાનો વિચાર કર્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### હડતાલ.

એક દિવસ મારાં શેઠાણી રોજ કરતાં જરા મોડાં આવ્યાં. એમના પોષાકમાં આજે ફેશનનું સંપૂર્ણ સામ્રાજ્ય વ્યાપેલું હતું.

"ચાલ લલીતા શેઠાણીને ત્યાં ગાડી લઇ લે. અરે! લાલાજી તું આ ઘોડાને ઉંચાં માથાં રાખીને નહિ જ ચલાવે! એમાં કાંઇ ઢીલ નહિ ચાલે. ચાલ, એકદમ લગામ તંગ કર."

લાલાજી મારી લગામ ખમી ન શકાય તેટલી તંગ કરી નાંખી માણુકી પાસે ગયો. પોતાની ટેવ મુજબ માણુકીએ માથું આમ તેમ ફેરવ્યું. શું થાય છે તે તે બહુ સારી રીતે સમજતી હતી. લાલાજીએ લગામ સખત કરવા અને ફાણુાંમાં નાંખવા સ્હેજ ઢીલી કરી તે તકનો લાભ લઇ માણુકી બે પગે એવી ઉભી થઈ કે લાલાજી જમીન ઉપર પડી ગયો. એનું નાક છુંદાઇ ગયું. ગાડીવાળાને પણ વાગ્યું. લાલાજી અને ગાડીવાળો એકદમ માણુકીનું માથું પકડવા ગયા. પણ માણુકી બન્નેને પહોંચી વળે તેવી હતી. લાતો મારી ખૂબ તોફાન કરવા માંડયું હતું. મને પણ એક લાત અછરતી વાગી ગઈ અને પછી માંણુકી ઢળી પડી. લાલાજીએ સમયસુચકતા વાપરી ન હોત તો રામ જાણે માણુકી કેટલું યે તોફાન કરત. લાલાજીએ એનું માથું પકડી લીધું. પછી બૂમ પાડી "પેલા કાળા ઘોડાને છોડી નાંખો. પેચયું લાવી પોલના ઇસ્ક્રુ કાઢી નાંખો. પટો કાપી નાંખ. તારાથી ન થાય તો કોઇ બીજાને બોલાવ." ચપ્પુ અને પેચિયું તરત લાવવામાં આવ્યાં. ઘોડાવાળાએ મને ગાડીમાંથી છુટો કરી તબેલામાં મોકલ્યો. પછી તે પાછો ગયો. આ બનાવથી મારૂં મન બહુ ઉશ્કેરાઇ ગયું. મને લાતો મારવાની ટેવ હોત તો હું જરૂર તેમ કરત. ઉલ્ટું મને તો પગે વાગ્યું અને મારે માથું ઉંચું ને ઉંચું રાખવાનું હતું. મને એટલું બધું દુઃખ થયું કે જે કોઇ મારી પાસે આવે તેને લાત મારવાનું મને મન થતું.

પછી માણુકી આવી. એને વાગેલું હતું. લાલાજીએ આવી મારી લગામ ઢીલી કરી નાંખી.

લાલાજી મનમાં બબડયો "આ લગામને નાંખો ઉંડા ધરામાં. શેઠ જાણશે ત્યારે એમને કેટલું દુઃખ થશે. પણ જો શેઠાણીને શેઠ

મનાવી ન શકે તો મારા જેવા નોકરનું શું ગજું ? હું તો છુટી પડીશ. શેઠાણીથી બ્હાર નહિ જવાય. હું શું કરૂં ?"

લાલાજી કોઈના સાંભળતાં આવું બોલતો જ નહિ. પછી લાલાજી મારી પાસે આવ્યો. મને વાગ્યું હતું ત્યાં ગરમ પાણી વડે ઝાર્યું અને દવા લગાડી.

અમારા શેઠે આ બનાવ વિષે સાંભળ્યું ત્યારે તેમનો મિજાજ ગયો. શેઠાણીના કહ્યા પ્રમાણે કરવા માટે લાલાજીને ઠપકો આપ્યો. લાલાજીએ જવાબ આપ્યો: " શેઠ સાહેબ, આપ એકલાનું જ જો મારે માનવાનું હોય તો સારૂં." આ બનાવનું કાંઇ સારૂં પરિણામ ન આવ્યું. અને જેમ ચાલતું હતું તેમ ચાલ્યા કર્યું.

માણકીને હવે ગાડીમાં જોડવાની બંધ કરી. શેઠના સૌથી નાના છોકરાએ પોતે બેસવા માટે તેને માંગી લીધી. મને તો હજુ પણ ગાડીમાં જોડવાનો હતો. મારો સાથી હવે બીજો આવ્યો. એનું નામ અમર હતું. એને હંમેશાં સખત લગામ રાખવામાં આવતી. મેં તેને પૂછ્યું: " આ તારાથી કેમ જીરવાય છે? "

" તેણે કહ્યું ગમે તેમ કરી મારે જીરવવી પડે છે. મારો આવરદા ઓછો થશે એ તો નક્કી છે. તારે જો આ પહેરવી જ પડશે તો તું પણ બે પાંચ વર્ષ વ્હેલો મરી જઇશ "

" આપણા માલીકો આ અનિષ્ટ છે એમ સમજે છે ?'

" એ તો હું ન કહી શકું પણ સોદાગરો અને ઘોડાના દાકતરો આ સારી રીતે સમજે છે. હું એક સોદાગરને ત્યાં હતો. તે મારૂં માથું રોજ ને રોજ સ્હેજ સ્હેજ ઉંચું રાખવા લગામ તંગ કર્યે જતો હતો. એક માણસે તેને આમ કરવાનું પ્રયોજન પૂછ્યું. તેણે કહ્યું: "આવું ના કરીએ તો અમારા ઘોડા કોઇ ખરીદે જ નહિ. શહેરના લોકોને તો ઘોડાના માથાં ઉંચાં રાખવાનો શોખ હોય છે. ઘોડાની જાતને તો આ શોખ બહુ હાનિકારક છે; અમારા ધંધા અંગે અમારે તેમ કરવું પડે છે. ઘોડાના શરીરને રોગ લાગુ પડે છે

અને વ્હેલા ઘસાઇ જાય છે." મારા સાંભળતાં એણે આવું કહ્યું, "એનો અર્થ તું સમજી લેજે."

મને તો આ લગામ ત્રાસજનક લાગી. કેટલાક શોખીન માણસો માને છે કે જે ઘોડાનાં માથાં ઉંચાં રહે તે ઘોડા બહુ પાણીદાર દેખાય છે, પણ એ કેવળ ભ્રમણા છે. મારા મોઢામાંનું ચોકડું એટલું બધું સખત ઘસાતું હતું કે મારા મોંમાંથી ફીણ નીકળતું હતું. મોંમાંથી ફીણ નીકળે તે બહુ ખરાબ છે એમ વાંચક તું જાણે છે. ઉપરાંત મારાથી છૂટથી શ્વાસ પણ લેવાતો ન હતો. હું કામ કરી પાછો વળતો ત્યારે મારો એકેએક અવયવ દુઃખતો.

મારા જુના શેઠને ઘેર જોરાવર અને મારા શેઠ મારા મિત્ર જેવા હતા. અહીંઆં મારા પ્રત્યે ઠીક વર્તન ચલાવવામાં આવતું તોપણ મારો સાથી કોઈ નહતો. લાલાજી સમજતો હતો કે પેલી દુષ્ટ લગામ મને કેટલો ત્રાસ આપતી હતી; પણ તે તો એમ માનતો કે એ બાબતમાં કશું કરી શકાય નહિ. એટલું તો નક્કી કે મારી પીડા ઓછી કરવા કાંઇ પણ પગલા ભરવામાં આવ્યાં નહતાં.

## પ્રકરણ ૧૩ મું.

### રઘુવીર.

લાલાજી બહારગામ ગયા ત્યારે અમારી સંભાળ રઘુવીર લેતો હતો. તેને વિષે મારે થોડું કહેવું જોઇએ. એ પોતાના કામમાં પારંગત હતો. એનું ચિત્ત ઠેકાણે હોય ત્યારે તો તે બહુ સારી રીતે કામ કરતો. તેને ઘોડાઓને કેળવતાં આવડતું હતું એટલું જ નહિ પણ તે તેમની સારવાર દાક્તર જેટલી સારી કરી શકતો. ગાડી હાંકવામાં પણ તે એક્કો હતો. તેની જીભ મીઠી હતી અને સૌને માન આપવામાં તે ભાગ્યે જ ચૂકતો. એ બધાને પ્રિય હતો—ઘોડાઓને

તો હતો જ. મને તો તે આથી વધારે ચઢિયાતી જગાએ ન હતો તેથી દીલગીરી થતી. પણ એનામાં એક મોટું દૂષણ હતું. એને દારૂ પીવાની ટેવ હતી. તે દરરોજ દારૂ પીતો નહિ, પણ કોઇ વાર જ પીતો. જ્યારે જ્યારે તે દારૂ પીએ ત્યારે ત્યારે તે તેની વહુ અને બીજાઓને બહુ હેરાનં કરતો. એ કામ કરવામાં એવો સારો હતો કે લાલાજી આની આ કુટેવ નિભાવી લેતો. શેઠને કાને આ વાત પહોંચતી પણ નહિ. એક વખત રાત્રે નાટક જોઇ ઘરનાં બધાં માણસો ઘેર આવતાં હતાં ત્યારે રઘુવીરે એટલો બધો દારૂ પીધો હતો કે એનાથી ગાડી પણ બરાબર હંકાતી નહતી. ગાડીમાંથી એક જણે ગાડી હાંકી ઘેર આણી. આ પછી એને કાઢી મૂકવામાં આવ્યો હતો, પણ પાછો રાખવામાં આવ્યો હતો. લાલાજીએ શેઠને કહી એને રખાવ્યો હતો. આની અસર એવી થઇ કે પછી કોઇ દિવસ રઘુવીરે દારૂનું ટીપું પણ ન ચાખવાનું પણ લીધું. રઘુવીરે દારૂની લત છોડી એટલે પછી તેને ગમે તેવું કામ સોંપાતું.

એક વખત મને લઈ તે પાસેના ગામમાં ગયો હતો. અમારા તબેલામાં બીજા નોકરો હતા. તેમાંનો એક અમારી સાથે હતો. તેને ચાર વાગે મને તૈયાર કરવા રઘુવીરે સૂચના આપી. લગભગ ચાર વાગ્યાના સુમારે મારી નાળ ઢીલી થયેલી તેની નજરે પડી. રઘુવીર પાંચ વાગે આવ્યો પણ "છ વાગે નીકળીશું" એમ કહી પાછો ગયો. નાળ વિષે પેલા માણસે તેને કહ્યું, પણ રઘુવીરે કાંઇ ગણકાર્યું નહિ.

આથી મને આશ્ચર્ય લાગ્યું. દરરોજ તો તે મારી નાળના ખીલા તપાસી જોતો. તે છ વાગ્યાને બદલે નવ વાગે આવ્યો. આ વખતે તે ચીઢાયેલો હતો. આવીને પેલા નોકરને પણ ધમકાવ્યો. એકદમ તેણે મારી ઉપર સ્વારી કરી. ચંદ્ર અત્યારે ઉગ્યો ન હતો. સર્વત્ર અંધકાર હતો. રસ્તામાં લોઢી પત્થરો હતા. આથી મારી નાળ બીલકુલ ઢીલી થઇ ગઈ અને ઘર આગળ જ તે બીલકુલ

નીકળી ગઇ. આ વખતે જો રઘુવીરનો જીવ ઠેકાણે હોત તો તેને માલુમ પડયું હોત કે મારા પગમાં કાંઇ વાંધો છે, પણ અત્યારે તે દારૂના નિશામાં એવો ચકચુર હતો કે તેને કાંઈ સમજાયું જ નહિ.

આગળ ચાલતાં વધારે ને વધારે પથરા આવ્યા. આવા પથરાવાળા રસ્તામાં એક પગમાં નાળ વિના મને દોડાવ્યો. રઘુવીર મને ચાબુકો માર્યે જતો હતો. આ બધાનું પરિણામ એ આવ્યું કે મારી ખરી ફાટી ગઈ અને એમાં મને ખૂબ પીડા થવા લાગી.

આ વધુ વખત ચાલે તેમ નહતું. મને અડબડીઆં આવ્યાં અને જોરથી હું જમીન ઉપર ઢળી પડયો. હું ખૂબ જોરથી દોડતો હતો એટલે રઘુવીર પણ જોરથી જમીન ઉપર પટકાયો. મહા મહેનતે હું ઉભો થયો અને બાજુ ઉપર ઉભો. ચંદ્ર થોડો ઉગ્યો હતો. તેના અજવાળાથી મેં રઘુવીરને મારાથી થોડો આઘો પડેલો જોયો. તેણે ઉઠવાનો સ્હેજ પ્રયત્ન કર્યો પણ તે ઉઠી શકયો નહિ. એણે કારમી ચીસ પાડી. મારા દુ:ખને લીધે મારે પણ ચીસો પાડવાની હતી, પણ પ્રાણીઓ પોતાનું દુઃખ મુંગે મ્હોંઢે સહન કરે છે; રઘુવીર તો સ્હેજ પણ હાલતો નહતો.

આમ મધરાત થઇ. મને ઘોડાના દાબલાનો અવાજ દૂરથી આવતો સંભળાયો. અવાજ નજીક આવ્યો એટલે માણકીનાં પગલાં હું પારખી શકયો. મેં ખૂંખારો કર્યો. માણકીએ તેનો જવાબ વાળ્યો. માણસોનો અવાજ પણ મારે કાને પડયો. આથી મારા જીવમાં જીવ આવ્યો. તેઓ મારી પાસે આવ્યા. તેમાંનો એક આદમી ઉતર્યો. "આ રઘુવીર પડયો છે! એ કેમ હાલતો નથી?" બીજાએ ઉતરીને કહ્યું: "એનો જીવ નીકળી ગયો છે. એના હાથ જો, કેવા ઠંડા પડી ગયા છે?"

તેઓએ તેને ઉંચકયો. તે શબવત્ હતો. તેને નીચે મૂકી તેઓ મારી પાસે આવ્યા. તેઓએ મારી ચીરાઇ ગએલી ખરીઓ જોઇ.

"બરોબર છે ઘોડાએ જ એને ફેંકી દીધો હશે. આ કાળો

ઘોડો આવું કરશે એવો કોઈને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે. રઘુવીર અહીં ક્યારનો પડ્યો હશે? અને ઘોડો અહીંઆં જ ઉભો એ પણ નવાઇની વાત છે.

રાજાજીએ મને ચલાવવા માંડયો. હું થોડું ચાલ્યો અને પાછો પડી ગયો. પછી એને મારી તદ્દન કપાઇ ગયેલી ખરી દેખાઇ. એ બોલ્યો, નાથાજી મને લાગે છે કે રઘુવીરનો જ કાંઇ વાંક હશે. આવા પત્થરામાં નાળ વિના ઘોડાને દોડાવે તો શું થાય ?"

થોડી વાતચીત પછી તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે રાજાજી મને ચલાવીને ઘેર લઇ જાય અને નાથાજી શબ ઉંચકી લે. માણકી આ બધું સમજી ગઇ, અને શાંત ઉભી રહી હતી. રાજાજીએ એક કકડો મારા પગ ઉપર વીંટયો અને ધીમે ધીમે લઈ ચાલ્યો. આ રાતે હું ચાલ્યો તે હું કદી વિસરીશ નહિ. મારે બરોબર ત્રણ માઇલ દુઃખતા પગે ચાલવું પડયું. નાથાજી મને વારંવાર થાબડતો અને ધીમે ધીમે ચલાવતો.

છેવટે અમે ઘેર પહોંચ્યા. મને તબેલામાં બાંધ્યો. દવા દારૂ કર્યાં. મને દુઃખ થતું હતું તો પણ હું ઘાસમાં બેઠો અને ઉંઘ્યો. સવારમાં દાક્તરે આવી મને તપાસ્યો.

રઘુવીરના શબ ઉપર પંચ મળ્યું. પુરાવા લેવાયા. છેવટે એવો નિર્ણય થયો કે તેનું મોત દારૂ પીવાથી અને ઘોડાની ખરીના અકસ્માતને પરિણામે નિપજ્યું હતું. મારો દોષ કોઇએ કાઢયો નહિ.

તેની સ્ત્રી લક્ષ્મીબાઇ માટે સૌને મનમાં બહુ લાગ્યું. એ તો એમ જ કહેતી "એ તો બહુ સારા હતા પણ દારૂની લતે બગડયા. શામાટે લોકો દારૂ પીતા હશે ?" એ બિચારી થોડો વખત અહીં રહી. દુનીઆમાં એનું કોઇ સગું વ્હાલું ન હતું. છ નાનાં બાળકો મૂકી રઘુવીર મરી ગયો હતો એટલે લક્ષ્મીબાઇને તેમને અનાથાશ્રમમાં મૂકી આવવાની ફરજ પડી. પોતે લોકોનાં દરણાં દળી નિર્વાહ કરવાનો નિરધાર કર્યો. બિચારી લક્ષ્મીબાઇ ! !

# પ્રકરણ ૧૪ મું.

## ભાડુતી ગાડીવાનો.

અત્યાર સુધી હું જ્યાં જ્યાં રહ્યો ત્યાં મને હાંકનારા માણસો ગાડી હાંકવાનું થોડું ઘણું સમજતા હતા, પણ આ વેપારીને ત્યાંથી તો મને ગમે તેવા ગમાર હાંકનારાઓ ભાડે લઇ જતા. હું સ્વભાવે શાંત હતો એટલે ગમે તેવા ગાડીવાનના હાથમાં સોંપવાનું શેઠને સુગમ પડતું. મને કયા ગાડીવાને કેવી રીતે હાંકયો તે હું વિગતવાર જણાવું તો મારો વૃત્તાંત ખૂબ લાંબો થઇ જાય એટલે હું થોડા દાખલા આપીશ.

પ્રથમ કેટલાક તો લગામને ખેંચી પકડી હાંકનારા હતા. તેઓ ઘોડાને તેનું મોં હલાવવાની રહેજે છુટ આપતા ન હતા. લગામને સખ્ત પકડી રાખવામાં તેમને આનંદ આવતો. કેટલાક માંદલા ઘોડા જેમના મોં આ રીતથી ટેવાઇ ગયેલાં હોય તેઓને આમ લગામ ખૂબ ખેંચાય છતાં પણ મ્હાવરાને લીધે તે આ દુઃખ સહન કરી શકતા. પણ જે ઘોડાનું મ્હોં આળું હોય અને સ્વેચ્છાથી ગાડીવાનની ઇચ્છાપૂર્વક ચાલવા તૈયાર હોય તેને તો આ રીત કેવળ ત્રાસરૂપ લાગતી.

કેટલાક ગાડીવાનો તો બાદશાહ જેવા હોય છે. તેઓ ઘોડાની લગામ છુટી મુકી એક હાથમાં બીડી રાખી ગીત લલકારતા લલકારતા ગાડી હાંકે જાય છે. કાંઈ અકસ્માત થાય તો આવા ગાડીવાનો કાંઇ કરી શકતા નથી. ઘોડો ભડકે કે ચમકે અગર પડી જાય અને તેને વાગે અગર બીજા કોઇ પણ પ્રકારનું નુકશાન થાય ત્યાં તેઓ કાંઇ કરી શકતા નથી. આમ કેવળ બેદરકારીથી ગાડી હાંકવાથી ઘોડા પણ આળસુ બની જાય છે અને તેમને ખરાબ આદતો પડે છે. એકવાર ખરાબ આદતો પડે પછી તેને

બીજા કોઈ ગાડીવાનને હાથે ખૂબ માર પડવાનો ચોક્કસ સંભવ હોય છે. ભુપસિંગ અમને હંમેશાં સારી રીતે ચલાવવામાં પોતાની ફરજ માનતા. તેઓ તો હંમેશાં એમ જ કહેતા કે ઘોડાને ખરાબ ટેવો પાડી બગાડવો તે નાનાં છોકરાંને કુટેવો પાડી બગાડવા બરાબર છે. બન્નેને મોટી ઉંમરે સહન કરવું પડે છે.

આ ગાડીવાનો બીલકુલ બેદરકાર હોય છે એટલું જ નહિ પણ ગાડી હાંકતી વખતે તેમનું મન બીજે જ હોય છે. એક વખત મને એક ગાડીવાન લઇ ગયો હતો. તે બહુ વાતોડીઓ હતો. જે રસ્તા ઉપરથી અમે જતા હતા તેમાં સમારકામ થતું હતું. આ શોખીન ગાડીવાન અંદર બેઠેલા માણસો સાથે વાતોમાં એવો મશગુલ બની ગયો કે મારે રસ્તાની કઇ બાજુએ ચાલવું તે મને સમજણ ન પડી. પરિણામે મારા આગલા પગમાં એક કાંકરો ભરાયો.

આ સ્થળે જો ભુપસિંગ, જોરાવર અગર બીજો કોઈ અનુભવી હાંકનાર હોત તો હું ત્રણ ડગલાં ચાલત તે પહેલાં સમજી જાત કે મારા પગમાં શું વાંધો છે. પણ આ ગાડીવાન ઠઠ્ઠા મશ્કરીમાં એવો ગુંથાયેલો હતો કે એને કાંઇ સમજણ ન પડી. પરિણામે એ કાંકરો મારા પગમાં સખ્ત ભરાતો ગયો. આવી રીતે હું લગભગ માઇલ દોઢ માઇલ ચાલ્યો પછી મારો પગ સ્હેજ લંઘાયો ત્યારે એ ગાડીવાનનું મારા તરફ ધ્યાન દોરાયું. તે બોલી ઉઠયો: “ આ શું, આવા લંગડા ઘોડાઓ અમને શા માટે આપતા હશે ? કેવા લુચ્ચા આદમીઓ છે.” આમ કહી મને ચાબુકો મારી. મારી પાસે આવા ચાળા નહિ ચાલે. હજી મારે દૂર જવાનું છે એટલે લંગડા ચાલવાથી હું તને કાંઇ જતો કરવાનો નથી.”

એટલામાં સામેથી બીજો ગાડીવાન આવ્યો. તેણે કહ્યું. “ભાઇ! તારો ઘોડો બરાબર નથી ચાલતો એની ખરીમાં કાંઇ ભરાયું હોય મને લાગે છે એમ મને જોવા દે તો હું જોઉં. ”

“ આ ઘોડાને હું ભાડે લાવ્યો છું. એને શું થયું છે તે હું

સમજી શકતો નથી. આવા લંગડા ઘોડાને સોંપતાં એમના માલીકો શરમાતા કેમ નથી ?"

પેલો ગાડીવાન ઉતર્યો. મારો પગ જોતાં તરત જ પેલો કાંકરો જણાયો. પહેલાં તો તેણે હાથથી ખેંચી કાઢવાનો પ્રયત્ન કર્યો. પણ પત્થરો નીકળ્યો નહિ એટલે પોતાના ગજવામાંથી પકડ કાઢી સાચવીને તે કાંકરો ખેંચી કાઢયો. તે બોલ્યો. "તારો ઘોડો પડી ન ગયો એ નવાઇની વાત છે."

ઘોડાઓની ખરીમાં કાંકરા ભરાતા હશે તેની તો મને ખબર નથી. એ મેં આજે જ જાણ્યું" મારા ગાડીવાને પોતાની અક્કલનું પ્રદર્શન કર્યું. પેલા ગાડીવાનને મારા ગાડીવાન ઉપર તીરસ્કાર છૂટયો. જો, સાચવીને હાંકજે. થોડો વખત તે લંઘાતો ચાલશે." પછી તે રસ્તે પડયો.

મારા ગાડીવાને ફરીથી મને દોડાવવા માંડયો. ખરીમાંથી પત્થરો નીકળી ગયો હતો એટલે દુઃખ થતું હતું તો પણ હું દોડયો. આ ભાડુતી ગાડીવાનોને હાથે મને આવો કપરો અનુભવ થયો.

ત્રીજા પ્રકારના ગાડી હાંકનારા ઘોડાને એક યંત્ર જેવો માને છે. જેમ એક યંત્ર પાસેથી માણસો પોતાના મનનું ધાર્યું કામ લઇ શકે છે તેમ તેઓ ઘોડા પાસેથી ઘણું કામ લેવા માગે છે. તેઓ એમ માને છે કે ઘોડાને ગમે તેટલો ઉતાવળો અને ગમે તેટલા જોરથી ચલાવી શકાય. તેઓ ઘોડા ઉપર ખૂબ ભાર લાદે છે. રસ્તામાં કાદવ હોય કે ન હોય, રસ્તામાં પત્થરા હોય કે ન હોય, રસ્તો સપાટ હોય કે ન હોય, ઢાળ ઉતરવાનો હોય કે ચઢવાનો હોય, ગમે તે સંજોગોમાં ઘોડાઓએ અમુક રીતે ચાલવું જ જોઇએ એવી એમની દૃઢ માન્યતા હોય છે.

ઘોડા ઉપર બેસી ટેકરા ઉપર ચઢતા હોય ત્યારે ઉતરી જવાની એમને સ્હેજે દરકાર નથી હોતી. ઘોડાઓએ તેમ કરવું જ જોઇએ!! માણસોને ટેકરા ઉપર લઇ જવા માટે જ ઘોડા સર્જાયા છે?!

સ્હેજ અનિચ્છા દર્શાવે તો ચાબુકનો ચમકારો થાય અને ઘોડાને ગાળો પડે. આવે વખતે અમારી ફરજ બજાવતા હોઇએ છતાં આમ હડધુત થવાથી અમને નિરાશા ઉપજે છે! ઘોડાને યંત્રવત્ અસ્વાભાવિક રીતે ચલાવવાથી તે વ્હેલો થાકી જાય છે. સામાન્ય રીતે હું વીસ માઇલ જતો હોઉં તો મને યંત્રવત્ ચલાવે તો હું ભાગ્યેજ દસ માઇલ ચાલી શકું.

આવા ગાડીવાળા ઘોડાને ગાડીમાં જોડે ત્યાંથી દોડાવે છે. રસ્તામાં અટકવું હોય તો તેઓ પહેલાં ચાબુક મારી એકદમ અટકાવે છે. સ્વાભાવિક રીતે અમારા મોંમાં પીડા થાય છે અને અમે પડતાં પડતાં રહી જઇએ છીએ. આમ એકાએક ગાડી રોકવામાં તેઓ ગર્વ લે છે. રસ્તામાં વાંક આવે ત્યારે પણ ગાડી ધીમી પાડવાની વાત જ નહિ. પરિણામે ઘણા અકસ્માતો બને છે.

એક પ્રસંગ મને યાદ આવે છે. મને અને અબલખ નામના એક ઘોડાને સાથે જોડવામાં આવ્યા હતા. અમારો ગાડીવાન સારો હતો અને બિચારો ગાડી સારી રીતે હાંકતો હતો. સંધ્યાકાળનો સમય થયો હતો. અમે એક ગલીમાંથી બ્હાર નીકળી સરીઆમ રસ્તા ઉપર આવતા હતા. એટલામાં એક બાજુથી એક ગાડી આવી. એ ગાડી પૂરપાટ આવતી હતી. તે છેક અમારી ગાડી નજીક આવી ત્યારે તેના ગાડીવાનને ગાડી અટકાવવા વખતે નોતો રહ્યો. અબલખ બિચારો કમનસિબ! સામી આવેલી ગાડીનો પોલ તેના પડખામાં જોરથી વાગ્યો. એની કારમી ચીસ મારાથી કદી વિસરાતી નથી. એને ખૂબ લોહી નીકળ્યું અને માંસનો લોચો બ્હાર નીકળી આવ્યો. લોકો તો એમ બોલતાં કે ઘોડો નહિ જીવે! એમને કાંઇ ઓછી ઘોડાની પડી છે!!

પોતાના સદ્ભાગ્યે અબલખ જીવ્યો. બહુ લાંબા વખત પછી તે સાજો થયો. પછી એને વેચી દેવામાં આવ્યો. અબલખ નકામો થયો પછી કેસર નામની ઘોડી સાથે મને જોડવાંમાં આવતો.

તેનું શરીર મજબુત હતું. એ હુંશિયાર માણસને હાથે કેળવાઇ નહતી પણ સ્વભાવે નમ્ર હતી અને કામ કરવા હંમેશાં તત્પર રહેતી. એને બિચારીને પગે ખોડ હતી. એક દિવસ મેં એને એની વાત પૂછી. નિરાશાભર્યે અવાજે તેણે કહ્યું: "માણસોએ મારી મારીને મારી ચાલ બગાડી છે. મારા પ્રથમના શેઠ ભલા હતા. તે તો મારી પાસે હલકે હાથે કામ લેતા. એમને કાંઇ જવાનું થયું એટલે મને બીજે સ્થળે વેચી. નવા શેઠને તો મને ખૂબ જોરથી દોડાવવાની ટેવ હતી. તેમની ઇચ્છા પ્રમાણે હું ન ચાલું તો મને ચાબુકો પડતી. માર ખાઇને હું એવી નઠોર થઇ ગઇ કે મને મારે કે ન મારે તોપણ હું ધીમી જ ચાલતી. આમ મેં હઠ લીધી તેથી તેવું ચાલવાની મને ટેવ પડી ગઇ છે." બિચારી કેસરનીએ મને દયા આવતી. મારી સાથે તેને જોડે ત્યારે તે ધીમી પડે એટલે બધો માર એને પડતો. થોડા વખત પછી એને વેચી દીધી. તેની જગાએ એક બીજો ઘોડો આવ્યો. તે બહુ ભડકતો હતો. મેં એને આનું કારણ પૂછ્યું. બિચારે પોતાનાં વિતક કહ્યાં. "હું નાનો હતો ત્યારે ભડકતો. તે વખતે મને થાબડવાનું તો ક્યાં રહ્યું પણ મને ઉપરથી જોરથી ચાબુકો પડતી. આથી હું વધારે ગભરાતો અને એકે વસ્તુ ઓળખી શકતો નહિ. ઉપરાંત શું હાનિકારક છે અને શું નથી તે હું સમજી શકતો નથી. આથી ઘણી વાર હું નાહકનો બીહુ છું."

મારી લાયકાત કહો કે ગમે તે કહો પણ અમારા શેઠના એક મિત્ર આવી મને પોતાને માટે ખરીદી ગયા. આમનું નામ બજરંગલાલ હતું.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### ચોર.

મારા નવા શેઠ કુંવારા હતા. તે વેપારમાં મશગુલ રહેતા.

તબીઅત સુધારવા સારૂ દાકતરે તેમને ઘોડા ઉપર બેસી ફરવાની સલાહ આપી હતી; આથી તેમણે મને ખરીદ્યો હતો. એમના ગાડીવાનનું નામ ફતેહસીંગ હતું. અમારા શેઠને ઘોડાનો અનુભવ ન હતો, પણ મારા પ્રત્યે તેઓ પ્રેમથી વર્તતા પરંતુ તેમની જાણ બ્હાર એવું કાંઇક બનતું જેથી મને જરા અગવડ પડતી. મને ખવડાવવા સારામાં સારા ચણા અને ઘાસ તેઓ ફતેહસીંગ પાસે મંગાવતા.

થોડા દિવસ સુધી મને બરાબર ખોરાક મળતો અને સઘળું ઠીકઠાક ચાલતું હતું. શરૂઆતમાં ફતેહસીંગ મારી પુરતી સંભાળ લેતો. પછી મારા ખોરાકમાં કાંઇ દગો થતો મને લાગ્યો. ચણા ઓછા આપવામાં આવતા. મારા ગોળનું પ્રમાણ પણ ઓછું થતું મને લાગ્યું. મને એકલી ઘાસ ખાવા મળતી; પણ તેનાથી કાંઇ શરીરની શક્તિ જીરવાઇ રહે નહિ. મારાથી કોઇને ફરિઆદ થાય તેમ ન હતું. આમ બે માસ ચાલ્યું. મારા શેઠને પણ કાંઇ સમજણ ન પડી. પછી તેઓ મને લઈ એક દિવસ બ્હાર ગયા હતા. રસ્તામાં તેમના એક મિત્ર મળ્યા. આ મિત્રને ઘોડાની પરીક્ષા સારી હતી. મને જોઇ તે બોલ્યા: "બજરંગ ? તેં ખરીદ્યો હતો તે વખત આ ઘોડો જેટલો તૈયાર હતો તેવો કેમ નથી લાગતો ? એ માંદો છે ?"

"ના, ના, માંદો તો નથી. પણ મેં લીધો ત્યારે જેટલો તૈયાર હતો તેટલો હાલ નથી, એમ તો મને પણ લાગે છે. મારો ઘોડાવાળો કહે છે કે ઉનાળામાં ઘોડા જરા ઉતરી જાય.

"એ તો જૂઠું કહે છે અને વળી હજી તો ફાગણ મહીનો છે. વળી તમારે ત્યાં તો થોડું કામ અને સારો ખોરાક એટલે ઉનાળો હોય તો પણ આટલો બધો નરમ ન પડી જાય. તમે એને શું શું ખવડાવો છો ?"

શેઠના મિત્રે મારા શરીર ઉપર હાથ ફેરવવા માંડ્યો. મારી ગરદન ઉપર હાથ મૂકી તે બોલ્યા "એના ચણા અને ગોળ ક્યાં જાય છે તે હું કહી શકતો નથી, પણ એને ઘાસ સિવાય બીજું કશુંય

મળતું નથી, એમ મને તો ચોક્કસ લાગે છે. તબેલા તરફ ધ્યાન આપવું કોઈ વાર જરૂરનું થઇ પડે છે. વ્હેમની દૃષ્ટિ રાખવી એ ખોટું છે; પણ એવા કેટલાક લુચ્ચા ગાડીવાનો હોય છે કે તેઓ ઘોડાનું ખાવાનું પણ ખાઈ જાય છે."

મારાથી બોલાતું હોત તો હું જરૂર મારા શેઠને બધી ખરી હકીકત કહી દેત. મારો ગાડીવાન રોજ સવારમાં વ્હેલો આવતો. તે આવે ત્યારે પોતાના નાના છોકરાને સાથે લઈને આવતો. અમારા તબેલામાંથી શેઠને ત્યાંથી લાવેલા ચણા અને ગોળ તે તેની સાથે છાબડીમાં સંતાડી મોકલી દેતો.

અમારા શેઠે યોગ્ય પગલાં લેવાનો નિશ્ચય કર્યો. એક દિવસ સવારમાં પેલો છોકરો છાબડી સંતાડી લઇ જતો ત્યાં તેને એક પોલીસવાળાએ પકડયો. "છોકરા! બતાવ, તારા બાપ આ ચણા ને ગોળ ક્યાં રાખે છે." એમ કહી તેને સાથે લઇ ઘેર ગયા. છોકરો ખૂબ રડયો. ફતેહસીંગ પણ ભોંઠો પડી ગયો. છોકરાએ બધું કહી દીધું. બાપ દીકરા ઉપર કેસ ચાલ્યો. તેમાં બાપને બે માસની સખત કેદની સજા થઈ અને છોકરાને કોર્ટે છોડી મૂકયો હતો.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### ગપ્પીદાસ.

ફતેહસીંગને કાઢયા પછી મારા શેઠને ત્યાં થોડા દિવસ પછી અમરસીંગ નામનો બીજો ગાડીવાન આવ્યો. બ્હારના દેખાવથી તો તે ભલભલાને આંજી નાંખે તેવો હતો. પણ તેનામાં કેવળ બ્હારની ટાપટીપ જ હતી. મારી સાથે બહુ સારૂં વર્તન રાખતો. વળી શેઠને દેખતાં મારી પીઠ દેખાવ કરવા ખાતર ખૂબવાર થાબડતો. મારૂં પુછડું અને કેશવાળી હંમેશા તે પાણીથી ઓળતો. મારી ખરી ઉપર

તે તેલ લગાવતો. આમ કરવામાં તેનો એવો હેતુ હતો કે હું ચપળ જણાઉં. પણ મારો દાબલો સાફ કરવો અથવા નાળ તપાસવી અને મને બરાબર ખરેરો કરવો આ બાબતો ઉપર તો એ ધ્યાન આપતો નહિ. મારો બધો સામાન કાટવાળો અને ખરાબ થઇ ગયો હતો.

અમરસીંગ પોતાને બહુ દેખાવડો માનતો. તેલ અત્તર નાંખી વાળને ઓળવામાં તે બહુ સમય બગાડતો. ફેંટો પહેરે ને દરબાર જેવો ન જણાય તો તે ફરીથી પહેરતો. શેઠ સાથે વાતમાં હજાર વખત "હા, જી" "હા, જી" ભણતો. ઉપલક દૃષ્ટીએ જોતાં ઘણા લોકો એમ માનતા કે બજરંગસીંગને બહુ સારો નોકર મળ્યો છે. મને પૂછે તો કહું કે એના જેવો એદી અને લુચ્ચો નોકર બીજો કોઇ હોઇ શકે જ નહિ. મને તે ત્રાસ આપતો નહિ એ ખરૂં, પણ મારો તબેલો યે તે ગંદો રાખતો. એમાં પડેલી ખરાબ થયેલી ઘાસ પણ તે કાઢતો નહિ. આથી એમાં દુર્ગંધ મારતી. એક દિવસ શેઠ તબેલામાં આવ્યા અને કહ્યું. "અમરસીંગ, તબેલો બહુ ગંધાય છે. ખૂબ પાણી નાંખી ધોઇ નાંખ."

"હા સાહેબ, કરીશ સાહેબ. સાહેબ! બહુ પાણી નાંખું તેથી કદાચ ઘોડાને શરદી થાય એટલે હું જરા વિચાર કરતો હતો. આપ કહેશો તો નાંખીશ સાહેબ.

"જો, ઘોડાને શરદી ન થાય તે સાચવજે પણ અમરસીંગ, આ ગટર તો નથી ગંધાતી ને?"

"હા સાહેબ, તે પણ હોય. હું ઢેડીઆ પાસે તે જોવડાવીશ." પોતાને માથેથી જવાબદારી કાઢવા તે બોલ્યો.

ગટરમાંથી તો કાંઇ નીકળ્યું નહિ. ભીની ઘાસમાં ઊભા રહેવાથી મારા પગ ફોગાઈ ગયા. આથી હું લંઘાતો ચાલતો હતો.

મારા શેઠે પૂછયું: "અમરસીંગ, આ ઘોડો લંઘાય છે, ખરૂં ને?

"હા જી, મને પણ એમ લાગે છે. હું એને સવારમાં ફરવા લઈ જઉં છું ત્યારે પણ તે આમ જ ચાલે છે."

ખરી વાત તો એ હતી કે એ મને કદી કસરત કરાવતો જ નહિ. મારા શેઠ જ્યારે બીજા કામમાં રોકાયેલા હોય અને મને ગાડીમાં ન જોડવામાં આવે ત્યારે મારા પગ ફર્યા વિના બીલકુલ અકડાઈ જતા. મને ફરવાનું ન મળે અને રોજ એટલો જ ખોરાક મળે તેથી મારૂં શરીર મને ભારે ભારે લાગતું અને તાવ પણ આવતો.

એક દિવસ મારા શેઠને લઇ હું બ્હારથી પાછો આવતો હતો. મારા પગની પીડાને લીધે હું બે વાર પડતાં પડતાં બચી ગયો. રસ્તામાં જાનવરનું દવાખાનું આવતું હતું ત્યાં જઈ દાક્તરને મારો પગ બતાવ્યો. મારો પગ તપાસી તે બોલ્યા: "તમારા ઘોડાની ખરીની પૂતળી પાકે છે. તે નવાઈ જેવું છે. તમારા ઘોડાવાળાએ આ પૂતળી સામું નહિ જોયું હોય. તબેલામાંના ગંદવાડને લીધે આવું થાય છે. કાલે એને તમારા ઘોડાવાળા સાથે મોકલજો. હું એને લગાવવાની દવા આપીશ અને તે કેમ લગાવવી તે સમજાવીશ.

બીજા દિવસથી મારી દવા શરૂ થઇ. મારો તબેલો રોજ સાફ થવા લાગ્યો. મને મટે નહિ ત્યાં લગી હલકો ખોરાક આપવાનું દાક્તરે ફરમાવ્યું. થોડા દિવસમાં હું હતો તેવો થઇ ગયો. મારા શેઠે બે વખત ગાડીવાનને પસંદ કરવામાં છક્કડ ખાધી એટલે તેમણે ઘોડો વેચી દેવાનો નિર્ણય કર્યો. મારો પગ સારો થયો એટલે મને અન્ય સ્થળે વેચી દીધો.

# પ્રકરણ ૧૭ મું.

## પતન.

મારા નવા શેઠનું નામ મોતીજી હતું. એમની વહુનું નામ સુંદર હતું. તેઓ બંને ભલાં અને માયાળુ હતાં. એમને લલ્લુ અને લખી નામનાં બાળકો હતાં. આ કુટુંબમાં પ્રેમનું સામ્રાજ્ય પ્રવર્તતું. મોતીજીને ઘરની ગાડી હતી. એમની પાસે બીજો ઘોડો હતો. એનું નામ સરદાર. જુવાનીમાં સારો પાણીવાળો હશે એમ એના ઘડપણના આચરણ ઉપરથી સ્પષ્ટ જણાતું. એ લડાઇમાં જઇ આવેલો હતો.

બીજે દિવસે મને બરોબર ખરેરો કર્યો. લલ્લુ અને લખી મને જોવા આવ્યાં. તેઓ મારે માટે થોડું ખાવાનું લાવ્યાં હતાં. આ વખતે તેઓએ મારી સાથે ખૂબ ગેલ કર્યો. મને ભૂપસિંહનું ઘર સાંભર્યું. મને સારી રીતે રાખશે એમ મને જરૂર લાગ્યું.

સવારમાં સરદારને ગાડીમાં જોડવામાં આવતો. લલ્લુ નિશાળેથી આવ્યો અને મને ચણા આપી પાણી પાયું. મોતીજીએ મારા સામાન માટે જસવંત જેટલી કાળજી લીધી. બપોરે મને ગાડીમાં જોડયો. સંધ્યાકાળને સમયે મારા શેઠ મને નાકા આગળ લઇ ઉભા હતા. આ જગાએ ગાડીઓની હાર હતી. અહીંતહીં ઘાસ વેરાએલી હતી. કેટલાક ગાડીવાનો ટોળે મળી ઉભા હતા. કેટલાક ગાડીમાં જ બેસી રહ્યા હતા ત્યારે કેટલાક ચા અગર બીડી પીતા હતા. હું અને મારા શેઠ આવ્યા એટલે કેટલાક ગાડીવાનો મને જોવા આવ્યા. મારી લાયકાત ઉપર શક્તિ અનુસાર અભિપ્રાય આપવા લાગ્યા. એક પછી એક પોતાનો મત જાહેર કરી ગયા પછી એક જાફર નામનો ગાડીવાન આવ્યો. તેને બધા ગાડીવાન "જાફરદાદા" અથવા "દાદા" નામથી સંબોધતા. એ ઘરડો હતો, અને "દાદા" કહેવા યોગ્ય જ હતો, એ બુદ્ધિશાળી હતો અને મશ્કરો હતો. ગાડીવાનોના અંદર અંદરના ઝગડા પતવતો. તેનો કોઇવાર મિજાજ

છટકી જતો, અને ખાસ કરીને તે દારૂ પીએ ત્યારે તો મગજનું સમતોલપણું ભાગ્યે જ સાચવી શકતો અને લાગ આવે તો કોઇને મારી યે બેસતો.

ભાડુતી ગાડીમાં શહેરમાં ફરવું મને જરા કઠણ લાગ્યું હતું. પણ થોડા વખતમાં હું ટેવાઇ ગયો.

મોતીજી બહુ સારો હાંકનાર હતો. એ ઘોડાની મુશ્કેલીઓ સમજતો. મારા ટુંક પરિચય પછી તે સમજી ગયો કે હું કામ કરવા તત્પર હતો એટલે તે મને કદી ચાબુક મારતો જ નહિ. ગાડી ચલાવવી હોય તો સ્હેજ છેડો અડકાડે. રસ્તામાં ચાલતાં પણ ચાબુક તો કેવળ દેખાવ માટે જ રાખવામાં આવતી. કેવળ હવામાં એના ફડાકા બોલાવતા. થોડા વખતમાં અમે એકએકનું મન પારખી ગયાં. મને નવરાવી ધોવડાવી સ્વચ્છ રાખતા, જાતજાતનો ખોરાક ખવડાવતા અને રસ્તામાં પાણી પાય તે પહેલાં તે હવાડાનું પાણી પીવા લાયક છે કે નહિ તે તે જાતે ઉતરીને જોતા. મેં એવા કેટલાયે ગાડીવાનો જોયા છે કે ગમે તેટલા દિવસનું એકઠું થયેલું પાણી તેઓ પોતાના ઘોડાને પાય છે. કેટલાક ગાડીવાનો એમ માને છે કે ઘોડાને જ્યારે પાણી પીવું હોય ત્યારે ન પીવા દેવું. આમાં તેમની ભૂલ છે. એક સામટી એક અથવા અર્ધી ડોલ પી જઇએ તેના કરતાં પાંચ છ વાર થોડું થોડું પીએ તેથી અમને ઠીક પડે છે. ખૂબ લાંબા વખત સુધી તરસ્યા રહ્યા પછી એક સામટું પાણી પીવાથી તે પેટમાં વાગે છે. કેટલાક ગાડીવાળા ઘાસ નાંખી પોતાને કામે લાગે છે. આ ઘાસ ભીની થયા વિના અમારે ચાવી જવી પડે છે, અને પછી એકસામટું પાણી પીએ છીએ. આથી અમને શરદી લાગવાનો સંભવ હોય છે. જાગીરદાર લીલાધર શેઠને ત્યાંથી મારી આવી સ્થિતિ થઈ તેનો વિચાર મને હમેશાં આવતો. પણ નાકા ઉપર બીજા અનેક ઘોડા સાથે લાંબો વખત ઉભા રહેવાના આનંદમાં હું મારી પતિત અવસ્થા વિસરી જતો.

ભાડુતી ગાડી માટે રાખવામાં આવતા સામાન્ય ઘોડા કરતાં મારી દશા હજાર દરજ્જે સારી હતી. ભાડુતી ગાડીવાળાના ત્રણ પ્રકાર પાડી શકાય. પહેલા તો માલીકો—જેઓ પોતે ગાડી અને ઘોડા બન્નેના માલીક હોય છે. તેઓ સઘળું ભાડું લે છે. બીજા નોકરો તેઓ તો ફક્ત ગાડીવાનો જ હોય છે. તેઓને માસિક પગાર મળે છે. અને ત્રીજા વર્ગના ગાડીવાનો માલીક નથી હોતા કે નથી હોતા નોકરો. તેઓ દરરોજનું અમુક ભાડું ઠરાવી ઘોડા અને ગાડી લાવે છે.

પહેલાં હું બીજા અને ત્રીજા પ્રકારના હાંકનારાઓના ઘોડાઓની મુશ્કેલી કહી દઉં. બીજા પ્રકારના ગાડીવાનોને પોતાની નોકરીની ગરજ હોય છે. પોતે જો શેઠને ઓછો વકરો બતાવશે તો શેઠ નોકરીમાંથી કાઢી મૂકશે એ બીકે તે ઘોડાની દરકાર કર્યા વિના ફર્યા કરે છે. ત્રીજા પ્રકારના ગાડીવાનો તો ત્રાસરૂપ હોય છે. તેઓ તો પોતાના લાભ ઉપર જ લક્ષ રાખે છે. જે શેઠને ત્યાંથી પોતે ભાડે લાવ્યા હોય તેને રોજના અમુક પૈસા આપવાના નક્કી કર્યા હોય. આટલા પૈસા તો તેની પાસે થવા જ જોઇએ. ઉપરાંત પોતાનું અને કુટુંબનું પુરૂં થાય તેટલા પૈસા તેની પાસે વધવા જ જોઇએ. આમ ન થાય ત્યાં સુધી ઘોડાની સ્હેજે પરવા કર્યા વિના ફર્યા જ કરે છે. ઘોડાને આરામ આપવાની વાત તો દૂર રહી પણ પેટ ભરીને ખાવાનું પણ નથી આપતા. કામ કરાવતાં રસ્તામાં જે ખોરાક આપે તે પણ હલકો અને સસ્તો હોય છે.

હવે પહેલા પ્રકારની વાત કહું. મારા શેઠ પહેલા પ્રકારના હતા પોતે ગાડી અને ઘોડાના માલીક હતા. મારી સ્થિતિ બગડી જાય એ બીકે તેઓ મારી પાસે કોઇ દિવસ ગજા ઉપરાંત કામ કરાવતા નહિ. ઉપરાંત મારા જેવો બીજો ઘોડો તેમની પાસે હતો એટલે અમને વારાફરતી આરામ મળતો. અમુક વખતથી અમુક વખત સુધી અમુક ઘોડો જોડાય. અમારો આરામનો સમય હોય

તેમાં ગમે તેવું ભાડું આપનાર આવે તો પણ મારા શેઠ ચોક્ખી ના પાડતા.

એક વખત રાતના નવ વાગે અમને છોડી મૂકી શેઠ નિરાંતે બેઠા હતા. અમારી પડોશમાં રહેતા એક સદ્‌ગૃહસ્થને રાતોરાત પાંચ સાત માઇલ દૂર જવાનું હતું. ત્યાં જવાની છેલ્લી ગાડી ઉપડી ગઇ હતી. તેઓ મારા શેઠ પાસે આવ્યા. ગમે તેટલા પૈસા લઈ પાસેના ગામ તેમને મૂકી આવવા કહ્યું. સ્હેજ પણ આનાકાની કર્યા વિના મારા શેઠે કહ્યું: "સાહેબ, મને માફ કરો. મારા ઘોડા આજે મેળાને લીધે ખૂબ ફર્યા છે. અત્યારે હું એમાંથી એકકેને નહિ જોડી શકું. એ બિચારાં મુંગા પ્રાણીઓની આપણને દયા હોવી જોઇએ ને? કહો તો સવારમાં વ્હેલા આપને લઈ જાઉં." પેલા શેઠને જવાની અધિરાઈ હતી. "મોતીજી, ચલોને. ગમે તે એક ઘોડાને જોડી દો. તમે જોડશો તો શું એ ના પાડવાનો છે? માણસના કામની અગત્યનો વિચાર કરો." શેઠે જણાવ્યું.

મોતીજી બોલી ઉઠયા: "સાહેબ, માણસોને ગમે તેવું કામ હોય પણ તેની ખાતર અબોલા પ્રાણીનો આરામ લુંટી લેવાય. એ પ્રાણીને પીડવાનું પાપ હું વ્હોરવા નથી માગતો. પરમેશ્વરના દરબારમાં અમારો જવાબ લેવાય ને?"

"તું પાપ અને પુણ્યમાં સમજે છે ખરો?"

"સાહેબ હું તો અભણ માણસ. પુણ્ય તો તમે પૈસા વાળા ગૃહસ્થો કરી શકો. વળી કરેલાં પાપ પણ આપ યોગ્ય દાન કરી અગર પ્રાયશ્ચિત કરી ધોઈ નાંખો. અમારી પાસે પૈસા નહિ એટલે પાપ ધોવાય નહિ એટલે, સાહેબ, અમે પાપ કરતાં જ બ્હીએ છીએ."

શેઠને આ માથાફોડ નિરર્થક લાગી. "ઠીક ત્યારે" કહી વિદાય થઇ ગયા.

મારા શેઠ આવી રીતે અમારી દયા જાણતા એટલું જ નહિ પણ જો એકાદ દિવસ કાંઇ ખાસ કારણસર અમારી પાસે વધારે

કામ કરાવતા તો બીજે દિવસે અમને જરૂર આરામ આપતા. પૈસાની ખાતર કદી અમને ત્રાસ આપતા નહિ.

અમારા શેઠનું કુટુંબજીવન પણ સુખી હતું. તેમનું આખું ઘર એક બીજાને મદદ કરતું. જમવાનો સમય એક સાથે થતો. સવારમાં બાર વાગે અને રાતના નવ વાગે. આ વખતે શેઠ ગમે ત્યાં હોય ત્યાંથી ઘેર આવતા. ઘેર આવતાં રસ્તામાં વધારે ભાડું આપનાર માણસ મળે તો પણ તે જતા નહિ. આમ શેઠ નિયમિત ખાતા એટલે સ્વાભાવિક રીતે અમને નિયમિત ખોરાક મળતો. આવા શેઠને ત્યાં નોકરી કરવી એમાં હું મારૂં સદ્‌ભાગ્ય માનતો.

આ શેઠને ત્યાંનો એક પ્રસંગ મને યાદ આવે છે. એક દિવસ કોઇ માણસને લઈ હું અને મારા શેઠ જતા હતા. રસ્તામાં એક ગાડી ઉભી હતી. ગાડીને એકલી મૂકી ગાડીવાન પાન ખાવા દૂર ગયો હતો. તે ગાડીનો ઘોડો એમને એમ સ્હેજ ચાલ્યો. આથી પેલા ગાડીવાનનો મીજાજ ગયો. દોડતા આવીને તેણે ચાબુક ઉપર ચાબુક મારવા માંડી, એટલું નહિ પણ માથા ઉપર ચાબુકની લાકડી મારવા માંડી. મારી ગાડીમાં બેઠેલા સદ્‌ગૃહસ્થે આ જોયું. " અલ્યા એ, બંધ કર નહિ તો પોલીસને સંભળાવી દઇશ.

પેલા ગાડીવાને ખૂબ દારૂ પીધેલો હતો. તેણે પેલા સદ્‌ગૃહસ્થને સામી ગાળો દેવા માંડી. તે તો કશું બોલ્યા નહિ. શાંતિ રાખી તેમણે ગાડીનો નંબર લખી લીધો. આ વખતે તેમના એક મિત્ર આવી પહોંચ્યા " પ્રેમચંદભાઇ! તમારે કાંઇ ધંધો નથી? બીજાના ઘોડા અને ગાડીની તમારે શી પડી છે? "

"આ જગત આટલું બધું ખરાબ કેમ છે તે તમે જાણો છો?" પ્રેમચંદભાઇએ ગંભીરતાથી પૂછ્યું.

" ના. " એમના મિત્રે કહ્યું.

" તો હું તમને કહું. જગતની અવનતિનું મુખ્ય કારણ એ છે કે માણસો પોતાના સ્વાર્થ સિવાય બીજી વાત ઉપર ધ્યાન આપતા નથી.

પોતે અન્યાય જુવે તો પણ તે ઉપર લક્ષ આપતા નથી. "આપડે શી ગરજ" એ એમનો સિદ્ધાંત છે. હું તો જ્યારે જ્યારે આવું જોઉં છું કે તરત યોગ્ય પગલાં લઉં છું."

"સાહેબ આપણા જેવા બીજા હોય તો કેટલું સારૂં. મોટા શહેરમાં તો ખાસ જરૂરનું છે." મોતીજીએ ઉમેર્યું.

"મારો તો સિદ્ધાંત છે કે આપણાથી અટકાવી શકાય તેવા અન્યાય અને ક્રુરતા થતાં આપણે જોઇએ પણ તે પ્રત્યે જો આપણે આંખ આડા કાન કરીએ તો આપણે પણ તે પાપના ભાગીદાર ગણાઈએ છીએ."

આ સદ્‌ગૃહસ્થને મૂકી અમે ઘેર જતા હતા તેવામાં રસ્તામાં અમે એક અધમુવા ઘોડાને લઈ જતું ગાડું જોયું. આ ઘોડાનું માથું લબડતું હતું અને જીભ બહાર નીકળી ગઈ હતી. મોંમાંથી લોહી નીકળતું હતું. કપાળ ઉપર સફેદ ડાઘ જોયો. એના મોં ઉપરથી તે માણકી હોય એમ મને જરૂર લાગ્યું. આ પછી મેં માણકી કદી જોઇ નથી અને તેની આવી સ્થિતિમાંથી તે ભાગ્યે જ બચી હોય. આમ જગતમાંથી મારી દાઝ જાણનાર ગયું !!

---

## પ્રકરણ ૧૮ મું.

---

### સરદાર.

માણકીના મરણ પછી સરદાર સાથેનો મારો સંબંધ પણ તૂટયો. થોડા વખતમાં એ પણ મારી પાસેથી ગયો એ કેમ બન્યું તે મેં પછી સાંભળ્યું હતું. તે હું હવે કહીશ.

મોતીજી એને લઇ સ્ટેશન ઉપર ગયા હતા. પાછાં આવતાં રસ્તામાં એક ખાલી ગાડી પૂરપાટ દોડતી આવતી હતી. રસ્તામાં ઘણી ભીડ હતી. આમ દોડવામાં તેણે એક નાના છોકરાને ચગદી

નાંખ્યો અને તરત જ તેની ગાડી અમારી ગાડી સાથે જોરથી અથડાઇ. અમારી ગાડીનું પૈડું ભાગી ગયું અને સરદારને ખૂબ વાગ્યું. મોતીજી કાંઇ અકસ્માતથી જ મરતાં બચી ગયા. તે તો એમ કહેતા કે મને તો પ્રભુએ ઉગારી લીધો હતો. આ પછી પેલા ગાડીવાન ઉપર કામ ચાલ્યું અને મોતીજીને જેટલું નુકસાન થયું હતું તે બધું તેના શેઠે ભરપાઇ કર્યું. પણ સરદારને જે નુકશાન પહોંચ્યું હતું તે કોણ જોડી આપે તેવું હતું!

અમારા શેઠને કોઇએ આ બનાવ વિષે નાકા ઉપર પૂછ્યું ત્યારે તેઓ બોલ્યા. "હું તો એટલું જ માગું છું કે બધા દારૂ પીનારા ગાડીવાનોને ગાંડાની ઇસ્પીતાલમાં મૂકી દે તો કેવું સારૂં! બીજાઓને નુકસાન કરતા તો અટકે. પોતાના હાડકાં ભાંગતા હોય, પોતાની ગાડીઓ ભાંગતા હોય, પોતાના ઘોડાને ઇજા કરતા હોય તો જુદી વાત છે. તેઓ તો બીજાને નુકસાન કરે છે. પછી બદલો વાળવાની વાત કરે છે. પૈસાથી કાંઇ બદલો વળતો નથી. વફાદાર ઘોડાનો ગયેલો પ્રાણ કાંઇ પૈસાથી પાછો આવતો નથી. પૈસાથી ઉપાધિનો બદલો મળતો નથી. આથી દારૂ રૂપી રાક્ષસનું જગતમાંથી નિકંદન નિકળી જાય એમ હું ઇચ્છું છું."

શેઠની ઇચ્છા હોત તો સરદારને ખરીદનાર મળત. પણ તેમ કરી તેને વધુ પીડા ન આપવાના પ્રશંસનીય હેતુથી તેણે તેને પાંજરા પોળમાં મોકલી દીધો.

સરદારના ગયા પછી શેઠ એક બીજો ઘોડો લાવ્યા હતા. આ ઘોડો સારા સ્થળોએ રહી નસીબ સંજોગે સાધારણ ગાડીવાનને ત્યાં આવ્યો હતો. એક વખત રાતે મારા શેઠ મને લઇ નાકા ઉપર ઊભા હતા. એટલામાં એક કોઇ અમલદાર જેવા આવ્યા. ગાડીનું બારણું ઉઘાડી બોલ્યા. "ચાલ, લઇ લે, મારે નાનપરામાં કામ છે ત્યાં મને મૂકી બે કલાક પછી પાછો આવજે. આવીશ ત્યારે પૈસા આપીશ. આ વખતે નવ વાગ્યા હતા. તેમને મૂકી અમે બીજી એક

વરધી ભરી આવ્યા. બરોબર અગીઆરને ટકોરે પાછા નાનપરામાં આવ્યા. અગીઆર વાગી ગયા પણ પેલા સદ્દગૃહસ્થ તો ન જ આવ્યા. બાર વાગ્યા એક વાગ્યો પણ કોઇ જણાયું નહિ. આ વખતે શિયાળાની કડકડતી ઠંડી પડતી હતી. બ્હાર ખુલ્લામાં ઉભા રહેવાથી હું અને મોતીજી ઠરી ગયા. મારા પગ તો લાકડા જેવા થઈ ગયા હતા. બરાબર સવા વાગે પેલા સદ્દગૃહસ્થ એમના મિત્ર સાથે આવ્યા. મોતીજીને નાહકનો રોકી રાખ્યો તેને માટે દીલગીરી જાહેર કરવી તો કયાં ગઇ પણ વધારે પૈસા આપતી વખતે પણ ફડફડાટ કર્યો.

મોતીજીને આ ટાઢની ખૂબ અસર થઇ બીજે દિવસે અમારી ખબર લેવા તેમનો છોકરો આવ્યો, તે બિચારો શાંતિથી કામ કરી ગયો. અમને તે દિવસે ગાડીમાં જોડયા નહિ, બપોરે ભાઈ અને બ્હેન સાથે આવ્યાં. તેમની વાતચીત ઉપરથી હું સમજી શક્યો કે મોતીજીની માંદગી ગંભીર હતી. બહુ દિવસ પથારીવશ રહી મોતીજી મરતા બચ્યા, પણ ફરીથી તેમનાથી કામ થાય તેમ નહતું. મોતીજીનો છોકરો બીજાઓની સલાહ પ્રમાણે ગાડી ચલાવતો હતો. પણ દિવસે દિવસે તેમની કમાણી ઘટી ગઇ.

એક દિવસ શેઠનાં છોકરા છોકરી આનંદમાં કુદતાં કુદતાં આવ્યાં. એમની વાત ઉપરથી મેં સાંભળ્યું કે આખું કુટુંબ અમારી શેઠાણીના એક ઓળખીતા શેઠીઆને ત્યાં જવાનું હતું. ત્યાં તેઓને રહેવાનું ઘર મફત મળવાનું હતું અને થઇ શકે તેટલું જ કામકાજ કરવાનું હતું. આ શેઠ મોતીજીના જૂના સંબંધી હતા.

મુસાફરીનો થાક ખમી શકે તેવી સ્થિતિ મોતીજીની થાય એટલે બધાંએ ત્યાં જવું એવો ચોકસ નિર્ણય કર્યો. આમ જતાં પહેલાં ગાડીઘોડા કાઢી નાંખવા એવું ઠરાવવામાં આવ્યું હતું. મને શેઠના કુટુંબના દરેક માણસ આવી થાબડી ગયા. પોતાના સ્વજનના વિયોગથી જેટલું દુઃખ થાય તેટલું બલ્કે તેથી વધારે દુઃખ અમને બન્નેને થયું. આ પછી મને સુખદેવ શેઠને ત્યાં મોકલવામાં આવ્યો.

# પ્રકરણ ૧૯ મું.

## મોતના પંજામાં.

મારા નવા શેઠનું નામ સુખદેવ હતું. એ તો પોતાના સુખ તરફ જોતાં પ્રાણીઓ વિગેરેને સુખ મળે કે ન મળે તેની તેમને સ્હેજે પરવા ન હતી. એમના અવાજમાં કર્કશતા હતી. એમના આચરણમાં કઠોરતા હતી.

માણસો કહે છે એ આંખે જોઇએ તે માનીએ. હું કહું છું કે આપણને લાગે તે માનીએ. મેં ખરાબ ભાડુતી ગાડીવાનોના ઘોડાની સ્થિતિ ફક્ત જોઇ જ હતી. અને તેનો જાતિ અનુભવ થયો નહતો.

મોતીજીને ત્યાં સુખેથી ગાડી ફેરવતો હતો તેવું અહીં નહતું. અહીં આરામ મળતો જ નહિ. મારાં ભૂખ તરસ અને થાકની દરકાર કરવામાં આવતી જ નહિ. હુકમ થાય તે મારે માનવો જ પડે. ન માનું તો નિર્દય માર મારા નસીબમાં લખાયો જ હોય. આ નિર્દય મારથી મારૂં મન ઘણીવાર ઉશ્કેરાઇ જતું પણ માણકીનાં વચન મને હંમેશાં યાદ આવતાં. તે હંમેશાં કહેતી કે માણસની મરજી પ્રમાણે આપણે કરવું કારણકે માણસો સૌથી વધારે બળવાન છે.

મારૂં જીવન અત્યારે એટલું દુઃખદ હતું કે મને એમ જ લાગતું કે આના કરતાં તો મરી જઇએ તો સારૂં. પણ મોત કોઇને માગ્યું મળતું નથી. પણ એક દિવસ હું લગભગ મરણતોલ થઈ રહ્યો.

એક દિવસ સવારમાં આઠ વાગે અમે નાકા ઉપર આવ્યા. બે ચાર ઘરાકોને મૂકી આવ્યા. પછી એક ઘરાકને અમારે સ્ટેશન ઉપર મૂકી આવવાના હતા. અમે તેને લઇ સ્ટેશન ઉપર ગયા. તે વખતે ગાડી આવવાનો વખત હતો. અમારી ગાડી એ ચાર માણસોના કુટુંબે રોકી. એમની પાસે સામાન પણ પુષ્કળ હતો. છોકરો

અને તેની મા ગાડીમાં બેઠાં. છોકરી મારા સામું જોતી હતી. તેના બાપ સામાન મૂકાવવાની વ્યવસ્થા કરતા હતા. બિચારી છોકરીને મારી દયા ઉપજી તે બોલી "બાપાજી, આ ઘોડો મડદાલ જેવો છે. આપણો ભાર લઇ એ કેમ ચાલી શકશે ?"

"બ્હેન, એ તો કસાયેલો ઘોડો છે. તમારે એની બીલકુલ ફીકર ન રાખવી" મારા ગાડીવાને કહ્યું. જે મજૂર ગાડીમાં સામાન ગોઠવતો હતો તેને પણ લાગ્યું હું બધો ભાર લઈ જઈ શકીશ નહિ. તેણે શેઠને પૂછ્યું "સાહેબ, બીજી ગાડી કરવી છે ?"

શેઠે મારા ગાડીવાનને પૂછ્યું "કેમ તારો ઘોડો ચાલશે ને ?"

"હા સાહેબ," કહી નીચે ઉતરી તેણે પણ સામાન ભરવા માંડયો.

"બાપાજી, બીજી ગાડી લ્યો ને" છોકરીએ દીન સ્વરે આજીજી કરી.

"તું બહુ ચિબાવલી થઇ ગઈ છે! ઘોડો કેવો છે અને કેવો નહિ એ આપણે જોવાનું છે? ચાલ, બેસી જા ગાડીમાં." બિચારી નાની છોકરીને બાપનું કહ્યું માનવું પડયું. તે બેઠી. પુષ્કળ સામાન સાથે મને ચાબુક મારી ચલાવવામાં આવ્યો. સ્હવારથી મને ખાવાનું આપવામાં આવ્યું ન હતું. હું થાકીને લોથ થઈ ગયો હતો. માંડમાંડ હું થોડું ચાલ્યો એટલામાં એકાએક મારા પગને ઠોકર વાગી અને હું પડી ગયો. મારૂં મોત મને પાસે આવતું લાગ્યું. હું હાલ્યા ચાલ્યા વિના પડી રહ્યો. મારી આજુબાજુ ગુસ્સાના આવેશમાં આવેલા માણસો બોલતાં હતાં પણ હું સાંભળી શકતો નહોતો પેલી નાની છોકરી બોલી: "બાપાજી, આપણો જ વાંક છે." કોઇએ મારો પટો કાપી નાંખ્યો. કોઇએ કહ્યું કે, હું બચીશ જ નહિ. મેં પછી આંખો ઉઘાડી. એક પોલીસવાળો ત્યાં જોયો. મારા માથા ઉપર ઠંડુ પાણી રેડવામાં આવ્યું. મને કાંઇ પાયું.. હું થોડી વારે સ્વસ્થ થયો. કોઈ ભલો માણસ મને થાબડતો હતો. બે ત્રણ વખત ઉઠવાનો પ્રયત્ન કરી હું માંડમાંડ ઉઠયો, અને ધીમે ધીમે ઘેર ગયો. બીજે

દહાડે સવારે દાકતર આવ્યા અને બોલ્યા "આ ઘોડાએ ગજા ઉપરાંત કામ કર્યું છે તેથી તેની આવી સ્થિતિ થઈ છે. એને ૭ મહીના આરામ આપો તો સારો થશે."

"એટલે ૭ મહીના હું એને મફતનું ખવડાવું? એ જીવે તો જીવે નહિ તો પડે ઉંડા ધરામાં." શેઠે બેદરકારી વ્યક્ત કરી.

દાક્તરે કહ્યુ. "ત્યારે એક કરો. થોડા દિવસ દવા દારૂ કરી સાજો કરો અને જે કોઈ મળે તેને ગમે તે કિંમતે આપી દેજો." બારેક દિવસ પછી શુક્રવારની ગુજરીમાં મને વેચવા મોકલી દીધો.

## પ્રકરણ ૨૦ મું.

### ભલા મુખી.

શુક્રવારની ગુજરીમાં મરવાની આળસે જીવતા હોય એવા ઘોડા લાવવામાં આવે છે. ત્યાં ઘોડા ખરીદનારાઓ પણ ભુખડી બારસ જેવા હોય છે. બે પાંચ રૂપીઆમાં કામચલાઉ ઘોડો ઘેર લઇ જવાની તેમની ઇચ્છા હોય છે. મારી પાસેથી કેટલાય માણસો પસાર થઇ ગયા. કોઇને કિંમત ભારે પડતી તો કોઇને મારી ઉપયોગિતા જણાતી નહિ. છેવટે એક ઘરડા માણસ તેમના પૌત્ર સાથે આવ્યા. તે ઘરડા માણસની આંખ મારા ઉપર પડી. મેં એમને જોઇ કાન સીધા કર્યા.

"દાદાએ કહ્યું વીઠલા, જો પેલો ઘોડો સારો હોય એમ લાગે છે."

"એ તો મડદાલ છે. એને ગાડીમાં કોઇએ જોડયો હશે ખરો."

"હા, જરૂર. એના શરીરના અવયવો ઉપરથી તો જો જુવાનીમાં સારો ઘોડો હશે તેની મારી ખાત્રી છે." આમ કહી દાદાએ મને થાબડયો. મેં એમની તરફ મારી ડોક લંબાવીને માથું ધર્યું.

"દાદાજી, જુઓ, એ મમતા કેવી સમજી ગયો! એને ખરીદો અને ફક્કડ બનાવી દો! દાદાજી એની શી કિંમત લેશે? પૂછી જૂઓને? આપણા ખેતરમાં તે સાજો થઇ જશે."

મને જે માણસ ગુજરીમાં લાવ્યો હતો તે બોલ્યો: "આ છોકરો ખરૂં કહે છે. ભાડાની ગાડીમાં ગજા ઉપરાંત કામ કરવાથી આ ઘોડો લથડી ગયો છે. એ ઘરડો નથી. એના ફક્ત પચાસ રૂપીઆ લઇશ. બે ચાર મહીના પછી તમે જ એની કિંમત સો રૂપીઆ આંકશો."

થોડી રકઝક પછી ભલાભાઇએ મને ખરીદ્યો. તેઓ મને લઈને નીકળ્યા. તેઓ આગળ ચાલતા હતા અને હું તેમની પાછળ ચાલતો હતો. વીઠલાનો આનંદ માતો ન હતો અને એનો આનંદ જોઇ એના દાદા પણ ખૂશી થતા હતા. ઘેર પહોંચ્યા પછી મને ખેતરમાં છુટો ફરવા મૂકી દીધો. એમના નોકરોને મને સારો ખોરાક આપવાની સૂચના આપી દીધી. દાદાજીએ કહ્યું. "અલ્યા વીઠલા, તું આને બરાબર સંભાળજે."

વીઠલે મારી સારી ખાતર બરદાસ કરી. પોતાના દાદાએ સોંપેલું કામ કરવામાં તેને મઝા પડતી. એમાં તે આનંદ માનતો. તે દરરોજ મારી પાસે આવતો અને કાંઇ કાંઇ ખવડાવી જતો. કોઈ દહાડો પોતાના દાદાને યે તેડી લાવતો. એક વાર તેના દાદા આવ્યા અને મારૂં શરીર જોઇ ખૂશી થયા.

સંપૂર્ણ આરામ, સારો ખોરાક અને ખૂલ્લી હવાને પરિણામે મારૂં મન પ્રફુલ્લિત બન્યું અને મારામાં શક્તિ આવવા લાગી. મારા પગ પણ હવે બંધાતા નહિ તેથી છુટથી હરી ફરી શકતો. હવે મુખી પોતાના કામે મારા ઉપર બેસી જવા લાગ્યા. મારો એમને વિશ્વાસ આવી ગયો એટલે મને પોતાના ડમણીઆમાં જોડી જોયો. મારાથી ચલાય તેટલા જોરથી હું ચાલતો. ભલાભાઈ ને વીઠલ મારી ઉપર ખુશ થયા. ભલાભાઇએ એવો વિચાર જણાવ્યો કે એને સારી રીતે સુખ મળે એવી જગા શોધી કાઢી આપણે એને વેચી દઇશું તો તે આપણને આશીર્વાદ દેશે.

# પ્રકરણ ૨૧ મું.

## હાલનું સ્થળ.

ભલા મુખી વયોવૃદ્ધ હતા. એમની જીભ મીઠી હતી એટલે ઉપરી અમલદારોનાં મન જીતી લેવા એમને મન સ્હેલ હતું. એમના એક ઉપરી મહેરવાનજી નામના પારસી હતા. તે હજુર ડેપ્યુટીનો હોદ્દો ધરાવતા હતા. તેઓ શોખની ખાતર પ્રાણીઓને પાળતાં. પૈસે ટકે સુખી, તેથી પ્રાણીઓ ઉપયોગી ન હોય છતાં પણ તેમના દેખાવ ખાતર તેઓ તબેલામાં રખાવતા. તપાસ કરતાં મહેરવાનજી શેઠ ભલા મુખીની નજરમાં આવ્યા. તેઓ તેમને ત્યાં જઈ મારૂં નક્કી કરી આવ્યા.

મહેરવાનજી શેઠને બચાં અને મીઠાં નામની બે દીકરીઓ છે. તેઓને ઘોડે બેસવાનો શોખ છે. ભલા મુખીએ મારે માટે બહુ સારો અભિપ્રાય આપ્યો હશે એટલે તેઓએ સ્વારી કરવા માટે મને પસંદ કર્યો. પિતાના જેવા જ સ્વભાવની તેમની પુત્રીઓ છે, સારી કેળવણી પામેલી હોવાથી તેઓ પ્રાણીઓ પ્રત્યે સદ્ભાવ દાખવે છે. મને કોઇ દિવસ મારવાની તો વાત જ નહિ. તેમને ત્યાં શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું છે. કુતરાં, પોપટ, મેના વગેરે પ્રાણીઓને પણ પાળવામાં આવ્યાં છે. આ બધાંને પણ પુરતો ખોરાક આપવામાં આવે છે અને સારી રીતે રાખવામાં આવે છે.

મારે સૌથી વધારે આનંદની વાત કહેવી ભૂલવી જોઇએ નહિ. મારો ગાડીવાન અત્યારે ભુપસિંહના ઘરવાળો જસવંત છે. તે પણ મારી માફક બે ત્રણ જગાએ નોકરી કરી મહેરવાનજી શેઠને ત્યાં આવ્યો છે. જીવનની ચઢતી પડતી જોઇ એ પણ શાંતિપ્રિય બની ગયો છે.

મારી ઉપર દયાની ખાતર કહો, કે મારી અશક્તિને લીધે કહો પણ અત્યારે હું અઠવાડીયામાં એક વાર જ ગાડીમાં જોડાઉં છું.

મારા ભાગ્યની વાત તો એ છે કે પ્રાણીઓ પ્રત્યે ઘાતકીપણું અટકાવનાર મંડળના કામકાજમાં મારા શેઠ બહુ રસ લે છે. તેઓ જ્યારે જ્યારે પ્રાણીઓ પ્રત્યે ઘાતકી વર્તન જુએ છે, ત્યારે ત્યારે પોતાનાથી બને તેમ કરી તેનો અટકાવ કરે છે. એમને પ્રભુએ પૈસો આપ્યો છે તેનો ઉપયોગ જીવદયા માટે તેઓ કરે છે. એમનાં આવાં પરોપકારી કાર્યો જોવાથી હું પણ આનંદ પામું છું, અને હરઘડી એમ જ ઇચ્છું છું કે મરણપર્યંત પ્રભુ મને આ પ્રેમાળ અને પરોપકારી શેઠને ત્યાં રાખે. ઈશ્વર બધા ઘોડા રાખનારા ગૃહસ્થોનાં મન મારા માલિકના મન જેવાં જ બનાવો. આમીન!

ૐ शान्तिश्शान्तिश्शान्तिः ॥

